# વિજ્ઞાપન



આપણા દેશી ભાષાના સાહિત્યની અભિવૃદ્ધિ કરવાના સદુદ્દેશથી પતિતપાવન શ્રીમંત સરકાર મહારાજાસાહેબ શ્રી સયાજીરાવ ગાયકવાડ, સેનાખાસખેલ, સમશેર બહાદુર, જી. સી. એસ. આઇ., જી. સી આઇ. ઇ., એલએલ. ડી. એઓશ્રીએ કૃપાવંત થઇને બે લાખ રૂપિયાની જે રકમ અનામત મૂકેલી છે તેના વ્યાજમાંથી, " શ્રી સયાજી સાહિત્યમાળા " રૂપે વિવિધ વિષયોને લગતાં પુસ્તકો તૈયાર કરવામાં આવે છે.

તદનુસાર વીરશૈવ સંસ્કૃતિ આ પુસ્તક રા. શંકર ગોવિંદ સાખરપેકરે તૈયાર કર્યું છે તેને ઉકત માળામાં ૨૦૫ મા પુષ્પરૂપે આથી પ્રસિદ્ધ કરવામાં આવે છે.

| | | |
|---|---|---|
| ભાષાંતર શાખા,<br>પ્રાચ્ય વિદ્યામંદિર,<br>વડોદરા<br>તા. ૩૧-૭-૩૨ | મં. ર. મજમુદાર<br>ભાષાંતર મદદનીશ | ભા. કા. ભાટે<br>વિદ્યાધિકારી,<br>વડોદરા રાજ્ય |

# અનુક્રમણિકા.







# પ્રસ્તાવના



ગુજરાતી ભાષામા કેટલાએ પુસ્તકો લખાયા છે, લખાય છે, અને લખાશે તેમજ બીજી ભાષાઓના અગત્ય ગ્રંથોના ભાષાંતરો પણ તેમા થાય છે, થયા છે અને થશે પણ તેમા વીરશૈવ વિષે જોઇએ તેવો કયાય પણ ઉ લેખ ન હોવાથી, તે સસ્કૃતિનુ એકાદ પુસ્તક હોય તો ગુજરાતી સાહિત્યમા તે વિષેની ઉણીપ ભાસે નહિ અને આ એક હિંદુ સસ્કૃતિ કે જે એક વખત સર્વ હિંદુસ્થાનમા વ્યાપી રહી હતી અને પરદેશમા પણ પ્રસરી હતી, તેની પૂર્ણ માહિતી ટુકમા સર્વેને માલુમ થાય એમદ એ પુસ્તકોમા એમદ એ લીટીઓ છે તે પણ નહિ જેવી જ છે તેના સપૂર્ણ માહિતીનુ એકાદ પુસ્તક હોય તો તત્ત્વજ્ઞોને તેનુ રહસ્ય જાણવાને સાધનરૂપ થાય અને વળી ગુજરાતી સાહિત્યને પણ શોભારૂપ થઇ પડે, એમ જાણી આ પ્રયત્ન આદર્યો છે અત્યાર સુધી વીરશૈવ વિષે ગુજરાતી ભાષામા કઇ લખાયુ ન હોય, તો તેમા આશ્ચર્યનુ કઇ કારણ નથી કારણ કે તેના અનુયાયીઓ દક્ષિણ મહારાષ્ટ્રના એટલે કર્નાટક અને આંધ્ર પ્રાતના નિવાસી છે તેમની ભાષા તામીલ, તેલુગુ અને કાનડી છે મરાઠી બોલનાર વીરશૈવની સખ્યા સારી છે. પરતુ તે વર્ગ વેપારી હોવાને લીધે સાહિત્યનો રસ ચાખવાને તેમને ફૂરસદ નથી તો પછી સ્વસસ્કૃતિ બદલ થતી ગેરસમજ દૂર કરવાને વખત તો ક્યાથી હોય ! તેમા ગુજરાતી જાણનાર વીરશૈવ તો આગળીને ટેરવે ગણી શકાય તેટલા છે એટલે એકદરે આવી સ્થિતિ હોવાને લીધે એકાદ પુસ્તક પણ વીરશૈવ વિષે લખાયુ ન હોય તો તેમા કઇ નવાઇ નથી આવુ એકાદુ પુસ્તક હોય તો કેટલીક ગેરસમજ દૂર થાય, એ વાત સાચી પરતુ ટીકાકારની તો વૃત્તિજ તેવી હોવાથી ગમે તેટલા પુસ્તકો લખાય તોપણ તેમનો સ્વભાવ

કંઇ થોડા જ બદલાવાનો છે ? પણ આવા ટીકાકાર તરફ લક્ષ ન દેતાં, સવિસ્તર હકીકતનું જો એકાદ પુસ્તક જનસમાજને આપવામાં આવે તો સુજ્ઞ અને વિદ્વાનોને સત્ય જાણવા સાધન થાય અને સામાન્ય લોકો પર કાબુ રાખી ખોટા આક્ષેપો મૂકતાં અટકાવી શકે, તેમ જણાયાથી આ કામ હાથમાં લીધું છે.

ભાષાંતર કરવાને ક્યાંથી પ્રેરણા થઇ તે વિષે જો થોડીક લીટીઓ લખવામાં-આવે, તો તે અસ્થાને નહિ ગણાય. હું સ્વસંસ્કૃતિ બદલ પુસ્તકો લખવાના વિચારમાં છું. પણ તે કામ પાર પાડવા જોઇએ તેટલી માહિતી આજ ન હોવાથી, તે કામ હાલમાં કરવું અયોગ્ય જણાયું. તેજ વિચારને જાણે કે પુષ્ટિ આપવાને વીરશૈવ કેસરી નિકળ્યું ન હોય, તેમ ગયા વર્ષમાં ઑગષ્ટ માસમાં પુનામાં શરુ થયેલ વીરશૈવ પાક્ષિકમાં આવતી વીરશૈવ સંસ્કૃતિ નામની લેખમાળા વાંચી ઘણોજ આનંદ થયો. તે "વીરશૈવ કેસરી" કેસરી સિંહની માફક ગર્જના કરતી, વીરશૈવ સમાજને નિદ્રાવસ્થામાંથી જાગ્રત કરી, સામાજીક, નૈતિક, અને ઔદ્યોગિક એમ સર્વ રીતે ઉદ્ધારના માર્ગે પ્રેરી રહી છે. તેના તંત્રી સ્વામી રામલિંગ કરમાળેકર છે. તેઓએ વીરશૈવ સમાજમાં સુધારણા કરવા માટે જુદી જુદી સંસ્થાઓ પુનામાં સ્થાપીને અથાગ પ્રયત્ન કરી રહ્યા છે. તેને માટે ખરેખર તેમને ધન્યવાદ ઘટે છે. તેઓશ્રી સોલાપુર જીલ્લામાં આવેલા કરમાળે ગામના મઠાધીશ છે, અને તેમનો શિષ્ય વર્ગ કર્નાટક અને મહારાષ્ટ્રના એક બે જીલ્લામાં છે. તેઓએ કાશી ક્ષેત્રમાં આઠ દશ વર્ષ અધ્યયન કરી, સંસ્કૃત ભાષામાં વિશારદની પદવી મેળવી છે. વળી વીરશૈવ કાનડી અને મરાઠી ભાષાઓ પર સારો કાબુ ધરાવે છે. વળી વીરશૈવ ધર્મ ગ્રંથોનું અધ્યયન સારૂં કર્યું છે. તેમજ અન્ય ધર્મોના મુખ્ય મુખ્ય ગ્રંથોનું નિષ્પક્ષપાત રીતે અધ્યયન કર્યું છે. તેથીજ તેઓએ ગયા વર્ષમાં લેખમાળાના રૂપમાં વીરશૈવ સંસ્કૃતિ વિષે વીરશૈવ કેસરીમાં લેખ લખવા શરૂ કર્યા હતા. તેઓની લેખન શૈલી અને વિવેચન પદ્ધતિ

તદ્દન આધુનિક છે. તેથી વાચકો પર સારી અસર થાય છે. આધુનિક શૈલીથી અને પ્રામાણિક પુરાવા સહીત લેખમાળા લખેલી હોવાથી લોકોના આગ્રહને લઈને તેને પુસ્તક રૂપમાં છાપી વીરશૈવ સમાજને અર્પણ કર્યો છે. આ પુસ્તક પ્રસિદ્ધ થયા બાદ મારી પણ ઇચ્છા તેનું ભાષાંતર કરવાની થઈ. તેથી ગુજરાતી અનુવાદ કરી તેમની મંજુરી માટે તે મોકલાવી આપ્યો. તેઓએ તે પ્રસિદ્ધ કરવાને મંજુરી આપી છે, તે બદલ હું તેમનો અત્યંત આભારી છું.

પહેલાં પ્રકરણમાં સ્વામીજીએ વીરશૈવમતની પ્રાચીનતા વેદ, સ્મૃતિ, શ્રુતિ, પુરાણો વિગેરેના સચોટ આધારો આપી સિદ્ધ કરી છે. અને બીજા પ્રકરણમા લિંગાયત અથવા લિંગાંગી તત્વજ્ઞાનની જાગૃ થાય તે માટે તેઓએ તે સબંધી ટુંકાં અને ટચમા આજના બુદ્ધિવાદને મહત્વ આપી, પોતાની વિવેચક બુદ્ધિથી આધુનિક ચિકિત્સકોના બુદ્ધિને પણ સંમત થાય એવી જાતની પુસ્તક રચના કરવામા વિશેષ ધ્યાન આપ્યું છે તેના અનુસંધાનમા વીરશૈવ કોને કહેવો ? હાલ લિંગાયત કેમ કહેવામા આવે છે ? તેમ કહેવાને આધાર છે કે ? આ વીરશૈવમત કોણે સ્થાપ્યો ? આવા પ્રશ્નો ઉદ્ભવે છે

**वीशब्देनोच्यते विद्या ,शिवजीवैक्यबोधिनी ।**
**तस्यां रमंते ये शैवाः वीरशैवास्तु ते मता ॥**

વી એ શબ્દનો અર્થ લિંગાંગસામરસ્ય કરનારી વિદ્યા છે, એવી વિદ્યામા જે શૈવ રત થાય છે, તે વીરશૈવ છે

**यो हस्तपीठे नीजमीष्टलिंगं विन्यस्य तल्लीनमनः प्रचारः ।**
**बाह्य क्रियासंकुल निस्पृहात्मा सपूजयत्यंग स वीरशैवः ॥**

જે મનુષ્ય હસ્તપીઠ પર પોતાનું ઇષ્ટલિંગ મૂકી તેના પર મન આસક્ત કરી, આજુબાજુના વિષયો માટે નિસ્પૃહ રહી ઇષ્ટલિંગની પૂજા કરે

છે, તે વીરશૈવ છે. આવી બીજી કેટલીક વીરશૈવની વ્યાખ્યાઓ છે તેથી ખરીરીતે વીરશૈવજ કહેવુ જોઇએ પરતુ હાલમા લિગાયત કેમ કહેવામા આવે છે ? લિગાયત નામથી હિદુમતના કોઇપણુ શાસ્ત્રમા કયાય વિવેચન કરેલુ નથી. જ્યા ત્યા વીરશૈવ નામથી વિવેચન થએલુ છે પણ લિગાયત એ નામ મુસલમાની અમનમા રૂઢ થયુ છે. શાસ્ત્રીય દ્રષ્ટિએ જોતા અષ્ટાવરણ, પચાચાર અને પટસ્થલ વિગેરે જેવા અગત્યના વિષયો કે જે આજના નિગાયતોના પણ તેજ છે; તે પ્રમાણે આચરણ કરનારને વીરશૈવ એવુ નામ આપેલુ છે. તેથી લિગાયત બદલે વીરશૈવ એજ શાસ્ત્રીય નામ યથાર્થ છે આ મત શૈવમતમાના મતોમાનુ એક છે શૈવ મતના મુખ્ય ચાર પ્રકાર છે, જેવા કે સામાન્યશૈવ, મિશ્રશૈવ, શુદ્ધશૈવ અને વીરશૈવ એમા એકથી એક ચઢતા છે આકમે વર્ષે દીધેની દીક્ષા મુખ્ય દીક્ષા કે તેને લિગસ્વાયત દીક્ષા કહેવામા આવે છે. તે દીક્ષા એટલે ષડધ્વ શોધનથી સસ્કાર કરેન પચસૂત્ર ધ્યનીત શિવનિંગ, પોતાના ડાબા હાથમા મૂકી, ષોડશોપચાર પૂજા કરી, તેના પર શિષ્યની દ્રષ્ટિ પાડવી તેને લિગાયતદીક્ષા કહેવામા આવે છે આના પરથી કોઇને લિગાયત કહી શકાય કે ? તો અલબત ન જ કહી શકાય. લિગાયતદીક્ષા થયા પછી ગુરૂએ પુજેલુ ઇષ્ટનિગ. પુરાણો, તામ્રપટ, શિલાલેખ, વિગેરેમા કયાંય લિગાયત નામથી હકીકત નથી. તેથી લિગધારણ કરેલ લોકોને વીરશૈવ મતસ્થ એમ કહેવુજ યોગ્ય છે. અને તેજ શબ્દ શાસ્ત્રમા વપરાએલ છે લિગાયત જેમ કહેવાનુ હાલમા રૂઢ થયુ છે, તેમ કહેવુ કેટલુ ગેરવ્યાજબી છે, તે ઉપલી હકીકત પરથી જણાશે તેથી ગમે તેમ ખોટુ કહી વીરશૈવ મત પ્રાચીન નથી અને અર્વાચીન છે, વિગેરે વાદ કરવાને સ્થાન નથી.

વેદાત મતો મુખ્ય ચારજ છે તે મતો વ્યાસકૃત ઉત્તરમીમાસા નામના બ્રહ્મસૂત્ર પરથી ઉપસ્થિત થયા તેમા દ્વૈત મધ્વાચાર્યે ૮૦૦ વર્ષો પહેલા સ્થાપ્યો અદ્વૈત મત શકરાચાર્યે ૧૩૦૦ વર્ષો પહેલા સ્થાપન કર્યો વિશિષ્ટાદ્વૈતને ૮૦૦ વર્ષો થયા છે. તેના સ્થાપક રામાનુજાચાર્ય છે. શ્રી. વલ્લભાચાર્યે

પુષ્ટિમાર્ગ કે શુદ્ધાદ્વૈત મત સ્થાપ્યો અને તેનો પ્રસાર ગુજરાતમા છે. પણ તે હમણાનોજ છે આદ્ય નિમ્બાર્ક શિવાચાર્યે ૧૩૨૦ વર્ષો પહેલા શક્તિ વિશિષ્ટાદ્વૈતમત સ્થાપન કર્યો. દરેક મત પ્રમાણેજ કંઇ આચરણ તેના અનુયાયીઓનુ આજ છે,, એમખાત્રીપૂર્વક કોઇપણ કહી શકશે નહિ કારણ કે દેશમાનાનુસાર અનેક રીતરીવાજે ઓછાવત્તા પ્રમાણમા શાસ્ત્ર વિરુદ્ધ નવીન દાખલ થયા છે. તોપણ દરેકના અનુયાયીઓ તેના તેજ નામથી ઓળખાય છે. તેમજ એક મતના આચાર્યો અને અનુયાયીઓ બીજા મતના આચાર્યો સાથે ન ભળતા જુદા જ રહ્યા છે, અને એક આચાર્યે લખેના પુસ્તકો બીજા મતના આચાર્યો પ્રમાણભૂત માનતા નથી તેજ પ્રમાણે વીરશૈવ મતના અનુયાયીઓ અન્ય મતના પુસ્તકોને આધાર માને નહિ, તો તેમા શુ અવગુણ છે ? આમ જ દરેક મતનુ વર્તન ઘણા લાંબા સમયથી ચાલ્યુ આવે છે. સમયાનુસાર વીરશૈવોમા કંઇ ફેરફાર થયેલ હોય, તેથી વીરશૈવ મત પ્રાચીન નથી, એમ કહેવુ એ કેટલુ ભૂલભરેલુ છે, એ ઉપની હકીકત પરથી સિદ્ધ થાય છે.

તેમજ ઋગ્વેદ, યજુર્વેદ, હંસોપનિષદ, ઇશાવાસ્યોપનિષ૯, વાતુનાગમ, વીરાગમ, કારણાગમ, મકુટાગમ, ગૌતમસ્મૃતિ, તૈત્તરીય શાખા, લિંગપુરાણ, સ્કંદપુરાણ, મહાભારત વિગેરેમા વીરશૈવોના કેટલાક પારિભાષિક શબ્દો તેજ તેજ અર્થમા વપરાએલ છે અને કેટલેક ઠેકાણે વીરશૈવોનુ અસ્તિત્વ પણ સાબીત થાય છે તો પછી વીરશૈવ સંસ્કૃતિ હોયા વગર, તેને સબંધના શબ્દો તેના તેજ અર્થમા કેવી રીતે આવી શકે! અલબત્ત સંસ્કૃતિનુ અસ્તિત્વ હોવા શિવાય અને તેના તેટલા પ્રભાવ વગર આમ બની શકેજ નહિ એ નિર્વિવાદ છે આમ હોવા છતા, આ મત પ્રાચીન નથી, અથવા પ્રાચીન નિશ્ચિત થયુ નથી, એમ કહેનારાઓને શુ કહેવુ ? મહાભારતમા લિંગી અને અલિંગી એમ બે જાતના ...શૈવોનુ અસ્તિત્વ ચોકખી રીતે જણાવ્યું છે. તે મહાભારતના ...

વ્યાસમુનિને થયાને લગભગ ૫૦૦૦ વર્ષો થયા. તેમજ વીરશૈવ સિદ્ધાંત શિખામણીમા પણ અગત્સ્ય અને રેણુકાચાર્યનો સવાદ છે. અને તેમા રેણુકાચાર્યે વીરશૈવ સિદ્ધાંતના તત્ત્વો સારી રીતે સમજાવ્યા છે. તે અગત્સ્ય ઋષિ લગભગ ઇ. સ. પૂર્વે ૨૨૦૦ મા હતા. તો જે ઋષીઓ આજના બ્રાહ્મણોના ઋષિઓ છે, તેના સમકાલીન શિવાચાર્યો વીરશૈવોના આચાર્યો અથવા ઋષિઓ છે; તો તે મત પ્રાચીન નથી એમ કહેનારાઓએ હજી વિચાર કરવા જેવો છે કે નહિ ? તેથી આ પુસ્તકમા જે સિદ્ધ કર્યું છે કે વીરશૈવ સંસ્કૃતિ વેદપૂર્વેની ભારતીય કે હિંદુ સંસ્કૃતિ છે, તેજ યોગ્ય છે

ત્રીજા અને ચોથા પ્રકરણમા સ્વામીજીએ ધર્મ અને સદાચાર, અને કુમતીઓ પર છાપ, એ બે અગત્ય વિષયોનુ બારીકાઇથી નિરીક્ષણ કરી, તેઓએ અરસપરસના ગુણદોષનુ તુલનાત્મક દૃષ્ટિએ વિવેચન કરી, તેની યોગ્ય અયોગ્યતાનુ નિરાકરણ ત્યાને ત્યાજ કરેલુ છે અને પાચમા પ્રકરણમા તો તેઓએ હદવાળી છે. કારણ કે તે પ્રકરણ એટલે આજના વીરશૈવ અને વીરશૈવેતરોને વાદવિવાદ કરવાનુ સ્થાન તે સ્થાન એટલે મહાત્મા બસવેશ્વરનુ જીવન ચરિત્ર મહાત્મા બસવેશ્વરના જીવન ચરિત્રમા ઘણો જ ગેરસમજ થયો છે. તે દૂર થાય તે માટે સ્વામીજીએ તુ ગમા પણ ઘણી જ ઉત્તમ રીતે, એમનું જીવન ચરિત્ર, ઐતિહાસિક અને પૌરાણિક પુરાવાને બાજુ મૂકી, યોગ્ય જગ્યાએ અનુમાન પણ કાઢી જે વર્ણવ્યુ છે, તે બદલ ખરેખર તેમને ધન્યવાદ ઘટે છે છઠ્ઠા પ્રકરણમા ખડનમ ડન કરેલું હોવાથી, તે વિષે કઇ લખવાની જરૂર જ નથી કારણ કે બોની વાચીને તે ખડનમડન।

આવી રીતે આ પુસ્તક આધુનિક ધરતી પર લખેનુ હોવાથી અને તેમાં આજના વાદગ્રસ્ત મુદ્દાઓનુ નિરાકરણ થતુ હોવાથી, આ એક પુસ્તક દરેક વીરશૈવને તો સગ્રહણીય છેજ. પરતુ વીરશૈવેતરોને આ

મહાન સંસ્કૃતિની મહત્તા જાણવા આ એક અમુલ્ય રત્ન રૂપી પુસ્તક છે, એમ કહીએ તો કંઇ વાધો નથી. આવી તેની કિંમત હોવાથી તેનું ભાષાંતર તેની તેજ વાક્ય રચનામાં અને શબ્દોમાં બહુ ફેરફાર કર્યા વગર, અને તેની મૂળ ભાષામાં અને ભાષાંતરમાં ભાષાંતરાભાસ ભાસે નહિ તેની ખબરદારી લઇ આ પ્રથમ પ્રયત્ન કર્યો છે. અને તે કેટલો સાધ્ય થયો છે, તેનો વાચકવર્ગ વિચાર કરશે. આ પ્રયત્નને જો પ્રોત્સાહન મળશે તો હજી આ સંસ્કૃતિના મહાન પુરુષો બદલ કંઇક લખાશે. ईति शिवम् ।

નાગરકરના વાડામાં,
ઉચીપોળ, વડોદરા,
તા. ૬-૧૨-૩૦

શંકર ગોવિંદ સાખરપેકર



# ઉપોદ્ઘાત.



વીરશૈવ સંસ્કૃતિ એ શબ્દસમુચ્ચય વાંચતાંજ આ નવીન શું ગૌડબંગાલ છે, એમ કેટલાકના મનમાં વિચાર ઉદ્ભવવાનો સંભવ છે. એકાદ પંથને સંસ્કૃતિ એવું મોટું નામ દેવું તે તેની ખોટી મહત્તા દેખાડવા પ્રયત્ન થાય છે, એવો આક્ષેપ સામાન્ય લોક મૂકશે. વીરશૈવ એટલે લિંગાયત એ જેને માલુમ છે તે તો ખરેખર આ શબ્દ સમુચ્ચયને હાસ્યજનક ઠરાવશે. આવી બાબતોમાં ઉપર ઉપરથી વિચાર કરી મત દેવો એ યોગ્ય કહેવાય નહિ. આવા કામમાં નિ:પક્ષપાતી સંશોધનની અને ચિકિત્સક બુદ્ધિની જરૂરી છે. અને આવી નિ:પક્ષપાતી અને પૂર્ણ ચિકિત્સા કર્યાથી, ઉપલો શબ્દ સમુચ્ચય કોઇને પણ માન્ય થયા વગર રહેશે નહિ, એવી અમારી ખાત્રી છે. જૈન, યજ્ઞમાર્ગી વૈદિક, બૌદ્ધ, ઈસ્લામ, ક્રિશ્ચન, એવી જે પાચ છ સંસ્કૃતિ હયાત છે, તેમાંની જ વીરશૈવ સંસ્કૃતિ આ એક સંસ્કૃતિ છે. એજ હકીકત અમે આવતા પ્રકરણોમા સિદ્ધ કરવાના છીએ.

## સંસ્કૃતિની વ્યાખ્યા.

કોઇ પણ મત અથવા પંથને સંસ્કૃતિ કહેવી હોય તો, તે પંથને વિશિષ્ટ તત્વજ્ઞાન, વિશિષ્ટ ઐતિહાસિક પરંપરા, અને વિશિષ્ટ સંસ્કાર અથવા રૂઢાચાર હોવા જોઇએ. આવી બાબતો કોઇપણ પંથની દેખાડવામાં આવે તો તે પંથને સંસ્કૃતિ કહેવાને કોઇપણ જાતની હરકત નહિ. વીરશૈવોની બાબતમાં આ ઉપલી સર્વે હકીકત દેખાડતા આવડશે. વીરશૈવ તત્વજ્ઞાન યજ્ઞમાર્ગી વૈદિકોને મળતું છે, તો પણ ઘણે ઠેકાણે ભિન્ન છે. વીરશૈવોને યજ્ઞમાર્ગી કરતા પ્રાચીન પરંપરા અને ઇતિહાસ છે. તેજ પ્રમાણે

વીરશૈવોના વિશિષ્ટ સંસ્કારો છે. આ બાબત આવતા વિવેચન પરથી કોઇના પણ ધ્યાનમાં આવશે.

## સંખ્યા અને સંસ્કૃતિનો સંબંધ.

લિંગાયતોની લોક સંખ્યા ૪૫ લાખની જ છે. તેથી યજ્ઞમાર્ગી વૈદિક, બૌદ્ધ, ઇસ્લામ, ક્રિશ્ચન વિગેરેની સસ્કૃતિ પ્રમાણે આ એક મહાન સસ્કૃતિ છે, એમ કહેવાય નહિ, એવો આક્ષેપ કોઇ મૂકશે. પણ લોકોની સંખ્યા પરથી સંસ્કૃતિનુ બળાબળ નક્કી થતુ હોય, તોપણ સંસ્કૃતિની યોગ્યાયોગ્યતા અથવા સંસ્કૃતિ એ નામ પાત્રતા તે તેના અનુયાયીઓની થોડી ઝાઝી સંખ્યા ઉપર નથી. કારણ કે જૈન સસ્કૃતિને વીરશૈવ સંસ્કૃતિ કરતા ઓછા અનુયાયીઓ છે. તો પણ જૈનોનુ વિશિષ્ટ તત્વજ્ઞાન, તેમનો પ્રાચીન ઇતિહાસ અથવા તેમનો વિશિષ્ટ આચાર ધર્મ કઇ કોઇ ખોટો ઠરાવતા નથી. જૈન તત્વજ્ઞાન, પરંપરા, અને આચાર એક વિશિષ્ટ પ્રકારનો હોવાથી, તેમ ની સંખ્યા થોડી હોવા છતા, એક મહાન સંસ્કૃતિના વારસ છે, એમ પૌર્વાત્ય અને પાશ્ચિમાત્ય વિદ્વાનો કબુલ કરે છે. તેથી થોડા અનુયાયીઓ એ કંઇ કોઇપણ પંથ અથવા મતને સંસ્કૃતિ ન કહેવડાવવા કારણ થઇ શકતું નથી.

## અનુયાયીઓની ઉદાસીનતા.

હવે એકાદ સંસ્કૃતિને અનુયાયીઓની સંખ્યા થોડી હોય અને તે થોડા અનુયાયીઓ પણ પોતાની સસ્કૃતિ માટે ઉદાસીન હોય તો તે સંસ્કૃતિ પર ઘણા હુમલાઓ થાય છે, અને તેનો વિપર્યાસ કરવામા આવે છે, એ વાત માત્ર ખરી છે. આ જ દુર્ભાગ્ય જૈન અને વીરશૈવ એ બંન્ને સંસ્કૃતિ પર આવ્યું છે. જૈન ધર્મ જેનસ નામના એક ગ્રીક દેવતાના ઉપાસકે સ્થાપ્યો અથવા તો તે બૌદ્ધ ધર્મની શાખા છ, એવી *હકીકતો અત્યારસુધી તે સંસ્કૃતિ બદલ પાશ્ચિમાત્ય વિદ્વાનોના મુખેથી કહેવાતી હતી, અને તે જ

પૌર્વાત્ય સજ્જનોને સંમત હતી. તે જ પ્રમાણે વીરશૈવ સંસ્કૃતિ એ એક યજ્ઞમાર્ગી વૈદિક સંસ્કૃતિની શાખા છે અને બસવેશ્વર તેના સ્થાપક હતા વિગેરે હકીકતો મી. વ્હિન્સેન્ટસ્મીથ, મી. બર્થ, મી. હાપકીન્સ વિગેરે પાશ્ચિમાત્ય વિદ્વાનોએ લખી, અને તેનું રૂપાંતર ડૉ. ભાંડારકર જેવાઓએ કર્યું. એટલુંજ નહિ પણ લો. ટીળક જેવાઓએ પણ ગીતા રહસ્યના વિષય પ્રવેશમાં કપીલ ગીતા બદલ લખતાં તેમાં જૈન અને જંગમ શબ્દો આવ્યાથી એ ગીતા મુસલમાની અમલ પછીની હોવી જોઇએ એવું ચોકખું લખ્યું છે. એટલે લિંગાયત મત મુસલમાની અમલ પછીનો છે એવો તેનો આશય છે. પણ આગળ વાદવિવાદ થયા પછી લિંગાયત મત વિષે પોતે કાંઇ વાંચ્યું નથી એમ લોક માન્યે કબુલ કર્યું એ વાત જુદી. પણ સારાસારાનો અલ્પ સંખ્યાંક અને ઉદાસીન અનુયાયીઓની સંસ્કૃતિ બદલ ઘણો ગેરસમજ થાય છે, એ આનાં પરથી સિદ્ધ થાય છે. ઉપર પ્રમાણે કેટલાક અજ્ઞાનપણાને લઇને અને કેટલાક તો દ્વેષ બુદ્ધિથી વીરશૈવ સંસ્કૃતિની નિંદા કરે છે. હાલના વૈદિકોમાં વિશેષે કરીને કેટલાક બ્રાહ્મણોમાં આ વૃત્તિ ઘણી પ્રબળ થઇ છે, એમ ઘણા દુઃખથી પ્રદર્શિત કરવું પડે છે. હાલમાં તેમની જે ધર્મ કલ્પનાઓ છે, તેની વિરૂદ્ધ જે વર્ગ હોય, તેમના આચારવિચારની નિંદા કરી વખોડવો એજ એક ધર્મ કર્તવ્ય છે એમ ઉપર જણાવેલા ધર્મમાર્તંડો માનવા લાગ્યા છે, એવું દેખાય છે. સ્વમતને સ્થાપન કરવા વાસ્તે પરમતનું ખંડન કરવાનો પ્રસંગ આવે તો તે કરવું એ શિષ્ટ સંમત છે, અને તે પ્રમાણે અનાદિ કાલથી થતું આવ્યું છે ખરું; પરંતુ એ વાદ તાત્વિક થતો અને અરસપરસના તત્વજ્ઞાનની અવહેલના કરવામાં આવતી ન હતી. પણ જ્યારે પરમતનો વિપર્યાસ કરી તેની નિંદા કરવામાં આવે ત્યારે ત્યાં દ્વેષબુદ્ધિ વસે છે અથવા તો કોઇ પણ પ્રકારે પોતાના મતની સ્થાપના કરવા ઉતાવળ થાય છે, એમ કહેવામાં કાંઇપણ વાંધો નહિ. પહેલા પ્રકારના ઉદાહરણ માટે પ્રસિદ્ધ લેખક શ્રી. રી. મ. ફડકે અને બીજા પ્રકારના દાખલા વાસ્તે

સ્વામી દયાનંદ સરસ્વતિ આપી શકાય. સગુણોપાસના અથવા મૂર્તિ-પૂજા નામના પુસ્તકમાં બેજવાબદાર રીતે "લિંગાયત હિંદુ ધર્મમાં દાખલ થતા ઇચ્છે છે. મૃત માનવીને શિવનિવાસ મળે એવા હેતુથી ગુરૂની ચિઠ્ઠી શબના ગળામાં બાંધવામાં આવે છે." એવી ફડકેએ ખોટી હકીકત લખી છે. યજ્ઞમાર્ગી બ્રાહ્મણોના વિચારોની વિરૂદ્ધ જે જે કોઇ છે તેમના વિચારો તરફ સારી દ્રષ્ટિએ જોવું નહિ એવો તેનો હેતુ છે. આ હકીકત બ્રહ્મસમાજ, આર્યસમાજ વિગેરે પંથો ઉપર હાલની તેમની ટીકાથી ચોકખું દેખાય છે. વીરશૈવ મત પાખંડી છે, જંગલી છે, વેદ વિરૂદ્ધ છે, એટલું જ શું પણ અનાચાર પ્રવર્તક છે, એવી ટીકા મોટા મોટા અલિંગી વૈદિક ધર્મપરાયણોના મુખેથી ચોગમથી સંભળાય છે. તેનું કારણ વીરશૈવોની ઉદાસીનતા જ છે.

## વીરશૈવ ટીકાકાર.

ટીકાકારો વીરશૈવોમાં પણ છે. પણ તેમની ટીકા કરવામાં અથવા ભિન્ન મત સ્થાપન કરવામાં હેતુ ખરાબ હોતો નથી. બેળગાંમના શ્રી. સાખરે એમ.એ. જેવા કેટલાક વિદ્વાનો વીરશૈવ હિંદુ નથી એમ કહ્યા કરે છે. તો બીજી બાજુએ મ્હૈસુરના કાશીનાથ શાસ્ત્રી જેવા કેટલાક વિદ્વાનો વીરશૈવ હિંદુ તો શું પણ યજ્ઞમાર્ગી વૈદિક પણ છે, વાસ્તે લિંગની સાથે યજ્ઞોપવીત પણ ધારણ કરવું એમ લખે છે. કોઇ કહે છે કે વીરશૈવ સંસ્કૃતિને વર્ણાશ્રમ માન્ય નથી અને ભકત માહેશ્વર એવો ભેદ નથી. તો કોઇ કહે છે કે ધંધાપરથી પડેલી જાતો અને બીજા અનેક કારણો પરથી પડેલી જાતો યોગ્ય છે; કોઇ કહે છે કે વીરશૈવ મૂર્તિપૂજક છે તો કોઇ કહે છે કે નિર્ગુણોપાસક છે. કોઇ કહે છે કે પંચાચાર્ય પ્રણીત વીરશૈવ ધર્મ જુદો અને બસવેશ્વર પ્રણીત ધર્મ જુદો. કોઇ કહે છે કે શૈવ અને લિંગાયતમાં કંઇ ભેદ જ નથી. ઉપર પ્રમાણે વીરશૈવ મત વિષે

જુદી જુદી જાતના અનેક વિચારો પ્રગટ થવાનું કારણ વીરશૈવ મતની નિશ્ચિત હકીકત પ્રસિદ્ધ થઇ નથી એજ છે.

## વીરશૈવોની હકીકત.

વાસ્તે વીરશૈવ અને વીરશૈવેતરો જે અજ્ઞાનકારક અને ખોટા આક્ષેપો વીરશૈવ સંસ્કૃતિ પર મૂકે છે, તેનું ખંડન કરી વીરશૈવ સંસ્કૃતિની આધાર સહીત માહિતી આપવા અમે ધારીએ છીએ. વેદના જેટલું પ્રાચીન સાહિત્ય મળી શકે તેમ નથી તોપણ તત્ત્વજ્ઞાનમાં વાપરેલા સ્વતંત્ર અને જુદા જુદા પારિભાષિક શબ્દો પરથી વૈદિક તત્ત્વજ્ઞાન કરતાં વીરશૈવ તત્ત્વજ્ઞાન ઘણું પ્રાચીન છે એમ બતાવી શકાય તેમ છે. શૈવ અને વીરશૈવની ઘણી ખરી બાબતોની ભેળસેળ થવાથી તે પ્રાચીન હકીકતમાંથી શૈવ અને વીરશૈવ શોધી કાઢવો ઘણો મુશ્કેલ થયો છે. તોપણ સુયોગને લઇને ઉપનિષદો, પુરાણો, સ્મૃતિગ્રંથો, મહાભારત અને બીજા ઐતિહાસિક પુરાવા પરથી મતમાર્ગી વૈદિકની સાથે વીરશૈવોનો સ્વતંત્ર ઉલ્લેખ હોવાથી વીરશૈવોનો પ્રાચીન ઇતિહાસ પણ મળવો શકય છે. લિંગાયતોમાં જે આચારવિચાર જોવામાં આવે છે તેના પરથી પણ ઘણું અનુમાન થઇ શકે તેમ છે. આવા આધારે વીરશૈવ સંસ્કૃતિની ખરી કલ્પના આપી શકાય. તેમજ વીરશૈવ સંસ્કૃતિ એક મહાન સંસ્કૃતિ હોઇ તેનો સર્વ સાધારણ ઇતિહાસ પણ મળી શકે તેમ છે. આ મહાન સંસ્કૃતિના તત્ત્વજ્ઞાનની અને આચાર ધર્મની ગમે તેમ અવહેલના કરવામાં આવે, તો પણ તેની મહત્તા કંઇ ઓછી થાય તેમ નથી. વીરશૈવ સંસ્કૃતિનો સંબંધ અન્ય સંસ્કૃતિ સાથે આવવાથી તેમાંની સાત્ત્વિકપણાની છાપ જેમ બીજી સંસ્કૃતિપર પડી છે, તેવી જ રીતે અન્ય સંસ્કૃતિની ખરાબ અસરપણ વીરશૈવ સંસ્કૃતિ પર થઇ છે. આમ ઘણા પ્રાચીન સમયથી થતું હોવાથી વીરશૈવ સંસ્કૃતિ વિષે ઘણો જ ગેરસમજ સ્વકીય અને પરકીય એમ બન્નેમાં થયો છે. તે દૂર થાય તે વાસ્તે જ આ પ્રકરણો લખવામાં આવે છે.

## વાચકોને વિનંતિ.

આવતા પ્રકરણોમાં પરકીયોની માફક સ્વકીયોની કાંઇ રૂઢ ભાવના કદાચ દુઃખવાય તેવી હકીકત આવવાનો સંભવ છે. પણ સંશોધનના કામમાં લેખકે જે પ્રમાણે નિઃપક્ષપાતપણું અને થોડુંક નિષ્ઠુરપણું ધારણ કરવું જોઇએ, તેજ પ્રમાણે વાચકોએ નિર્વિકારપણું સ્વિકારવું જોઇએ. મગા શકે તેટલી પૂર્ણ માહિતી મેળવ્યા પછી જ અમે આવના પ્રકરણો લખવાના છીએ, તો પણ ભૂલ થવા સંભવ છે. તે ઉદાર અંતઃકરણથી સજ્ઞોએ દુરસ્ત કરવી. સ્વમતીયોમાંના કોઇપણ પક્ષની ભાવના દુઃખવવાના હેતુથી કાંઇપણ મત અમે જેમ પ્રતિપાદન કરવા નથી તેમજ પરમતીયોનુ મન અસલ ભાવનાથી દુખવવા સારૂ અમે કંઇ વિધાનો કરવાના નથી. સત્યકથન સિવાય અમે કાંઇપણ કરવાના નથી. અમારી પહેલા આવા પ્રયત્નો કેટલાક વીરશૈવ વિદ્વાનોએ કર્યા છે. પણ તે ઘણું કરીને પરમતીયોના આરોપોને જવાબ તરીકે અથવા પોતાના ભિન્ન મતના ખંડન તરીકે કર્યા છે આ પુસ્તકની રૂપરેખા તે કરતા તદ્દન જુદી છે, એ સહેજ ધ્યાનમા આવશે. આ પુસ્તક વીરશૈવ સમાજના ઉદ્ધારને કારણીભૂત થાય એજ અમારી ઇચ્છા છે.



# વીરશૈવ સંસ્કૃતિ.

## પ્રકરણ ૧ લું.



### વીરશૈવ મતની પ્રાચીનતા.

કોઇપણ મત ઘણો પ્રાચીન છે, તેથી તે ગ્રાહ્ય અને શ્રેષ્ઠ થતો નથી. તો પણ સ્વમત શ્રેષ્ઠ ઠરાવવાને કાજે અને સર્વને ગ્રાહ્ય થવા સારૂ તે ઘણો પ્રાચીન તો શું પણ અનાદિ છે, એમ સિદ્ધ કરવા જુદા જુદા મતના વિદ્વાનોની ધાધલ ચાલુ છે, એ કંઇ ખોટું નથી. એનું કારણ સત્ય એ સનાતન હોય છે, એ સિદ્ધાંત છે. જે વાસ્તે અમારો ધર્મ સનાતન અથવા પ્રાચીન છે તે વાસ્તે તેજ સત્ય હોવો જોઇએ એમ પોતાનો ધર્મ ઘણો પ્રાચીન ઠરાવનાર વિદ્વાનોનો સિદ્ધ કરવાનો હેતુ હોય છે, એ દેખીતું છે. જે જે ધર્મ અથવા પંથ પ્રાચીન ઠરતા નથી, તે ધર્મના લોકો, અમારા પથે અથવા ધર્મે તેના પૂર્વેના ધર્મોમાં રહેલા દોષો સુધાર્યા એમ દેખાડવા પ્રયત્ન કરે છે. પણ આ બાબતમાં હંમેશાં મતભેદ હોય છે. કારણ જુના પંથ અથવા ધર્મ પોતાના દોષ કબુલ ન કરતાં તેની વિરૂદ્ધ નવા ધર્મ અથવા મતને પાખંડી, નાસ્તિક, વામમાર્ગી, ભ્રષ્ટ વિગેરે દોષો દે છે.

એટલે પ્રાચીન મત સારો કે નવોમત સારો એ એક નક્કી કરવામાં મુશીબત પડે છે. આવે વખતે 'पुराणमित्येव न साधु सर्वम् । न चापि काव्यं नवमित्यवद्यम् ।' (ઘણું પ્રાચીન હોય છે તે બધું સારૂં હોતું નથી તેમજ નવું હોય છે તે બધું નિંદાને પાત્ર હોતું નથી ) આ વચનનો અર્થ સાચો લાગે છે. સત્ય અને શુદ્ધ મત જેવો પ્રાચીન કાલમાં હતો તેવો જ તે હાલમાં છે; તેમજ અસત્ય અને અશુદ્ધનો પ્રસાર પણ અનાદિ કાલથી થતો આવ્યો છે એમ દેખાય છે. આ બાબત સમજ્યાથી આપણા પૂર્વજો સ્વમત ઘણો પ્રાચીન છે એમ ઠરાવવાના ફંદમાં ન પડતાં તે સત્ય અને શુદ્ધ છે એમ સિદ્ધ કરવાને વાસ્તે તે પરમેશ્વરના મુખમાંથી નિકળ્યો છે; તેટલાજ માટે તે અપૌરૂષેય છે અને તે માટે તે સત્ય, શુદ્ધ અને ગ્રાહ્ય છે એમ કહેતા આવ્યા છે. એટલે વીરશૈવ મતની પ્રાચીનતા સિદ્ધ કરવામાં અમારો હેતુ આ મતની શુદ્ધતા, શ્રેષ્ઠતા, અને ગ્રાહ્યતા બતાડવા પુરતી જ નથી પણ તે મતનો ઇતિહાસ કથન કરવાનો પણ અમારો હેતુ છે. અતિહાસિક દૃષ્ટિએ જોતાં વીરશૈવ મતનું અસ્તિત્વજ પ્રાચીન કાળમાં નહતું એમ કહેનારાઓને આધાર સહીત જવાબ આપવો એટલો જ આ પ્રકરણમાંના વિવેચનનો હેતુ છે.

## વેદપૂર્વ વીરશૈવ.

યજ્ઞમાર્ગી વૈદિકોના ધર્મગ્રંથના જેટલા પ્રાચીન ધર્મગ્રંથ બીજી કોઇપણ સંસ્કૃતિના હજી સુધી મળી શકયા નથી, તેજ પ્રમાણે વીરશૈવ સંસ્કૃતિના તેટલા પ્રાચીન ગ્રંથ જડયા નથી એ

થશું દુઃખદાયક છે. તો પણ વૈદિકોના ગ્રંથો પરથી જેમ જૈન સંસ્કૃતિનું અસ્તિત્વ સિદ્ધ કરવામાં આવે છે, તેમજ વીરશૈવ સંસ્કૃતિનું પણ કરી શકાય તેમ છે. યજ્ઞમાર્ગી વૈદિકોને વેદ ગ્રંથોનું જતન કરવાનો જેમ જરૂરીયાત જણાઇ તેમ જૈન અને લિંગાયતોને પોતાના કેટલાક ધર્મ પુસ્તકોનું જતન કરવાની જરૂરીઆત જણાઇ નહિ; તો પણ તેઓએ પોતાની સંસ્કૃતિનું ઉત્તમ રક્ષણ કર્યું અને તેમ કર્યાથી બીજી સંસ્કૃતિના ગ્રંથો પરથી તેમનું પોતાનું અસ્તિત્વ સિદ્ધ કરવું શકય થયું છે. તેથી વેદકાલમાં તો શું પણ તેની પહેલાં પણ વીરશૈવ સંસ્કૃતિનો પ્રસાર ભરતખંડમાં હતો એમ આધાર સહીત નક્કી કહી શકાય છે. કારણ વેદની રચના આર્યોએ કરી તે પહેલાં અને આર્યો ભરતખંડમાં આવ્યા તે પહેલા, ભરતખંડમાં થોડી ઝાઝી વસ્તી હોવી જોઇએ. તે માનવવસ્તિને પણ કાંઇ વિશિષ્ટ તત્વજ્ઞાન, ઐતિહાસિક પરંપરા, વિશિષ્ટ રીતરીવાજો હોવાનું સ્વાભાવિક છે અને તે સંસ્કૃતિ જૈન અથવા તો વીરશવ હોવી જોઇએ એમ સંશોધકોનો મત થવા લાગ્યો છે. આર્ય લોકો ભરતખંડમાં બહારથી આવ્યા નથી તેમ પણ એક મત છે. તેમ માનીયે તોપણ વેદ ગ્રંથોમાંની જે વિચારસરણી છે, તે સાદા સરળ અર્થથી જોતાં તે એક ઉચ્ચ ન હોઇ એક નવા, ચઢી આવેલા, સ્થિરસ્થાવર ન થએલા, પણ તે થવાની ઇચ્છાવાળા લોકોની તે વિચારસરણી છે, એમ ચોકખું દેખાય છે. ‘મારા શત્રુઓનો નાશ થવા દે, મારી ગાયોનું રક્ષણ થવા દે, હે, ! ઇંદ્ર અથવા વરૂણ ! મને પુષ્કળ સંપત્તિ અને આયુષ્ય દે;’ આજ વેદોની વિચારસરણી છે. આ ઉપરથી વેદકાલમાં આર્યો ગાયો પાળીને,

શિકાર કરીને, અથવા લૂંટ કરીને ઉપજીવિકા કરનારો સઘ હોવો જોઇએ, એમ દેખાય છે તેમને કોઇપણ પ્રમાણિક ધધો કરતા આવડતો નહતો માટે જ " भिक्षा देहि । " કરવાવાળો અથવા તો શુભેચ્છા પ્રગટ કરનારો અને પ્રાર્થના કરનારો એક વર્ણ અથવા વર્ગ તે કાળમા આર્યોને બનાવવો પડયો શિકાર અથવા તો લૂટ કરીને, ઉપજીવિકાનુ સાધન લેશું કરનારો એક વર્ગ અથવા તો વર્ણ આર્યોમા હતો અને પશુપાલન કરનારો પણ એક વર્ગ હતો આ લોકોની બળજબરીને લઇને અને ભયને લઇને આ દેશના લોકો તેમને મળ્યા તેમની ખેતી અને એવા બીજા ધધાપર આગળ જતા ઉપલા ત્રણ વર્ગ ઉપજીવિકા કરવા લાગ્યા અને આ દાસોને ચોથા વર્ગના ગણવા લાગ્યા હોવા જોઇએ, એમ લાગે છે આજ સ્થિતિ આર્યની જે બીજી શાખાઓ બીજા ખડોમા ગઇ તેમની હતી પણ બીજા ખડોના આર્યો કરતા ભરતખડના આર્યો એકદમ સુધર્યા આ હકીકત વેદગ્રથોને જોડેલા ઉપનિષદો અને સ્મૃતિ વિગેરે ગ્રથોપરથી ચોકખી દેખાય છે મૂળ વેદગ્રથોમા કાઇ ન હોવા છતા તત્ત્વ જ્ઞાનની કેટલીક મીમાસા એકદમ ક્યાથી આવી ? આ મીમાસા જૈન અને વીરશૈવના તત્વજ્ઞાનના સહવાસથી આર્યોપર પડેલા પ્રભાવનુ પરિણામ છે, એવો વિદ્વાનોનો મત છે આ પ્રમાણે યજ્ઞમાર્ગી વૈદિકોની પહેલા વીરશૈવ આ ભરતખડમા હતા એમ સૂક્ષ્મ દૃષ્ટિથી જોતા માલૂમ થાય તેમ છે

વૈદિકોમા જેમ ઉપજીવિકા માટે ચાર વર્ગ થયા, તેમ કર-વાની જૈન અને વીરશૈવોને જરૂરીયાત ન જણાયાથી તેમનામા

અનુક્રમે મુનિ અને શ્રાવક માહેશ્વર અને ભક્ત એટલાજ ભેદ પડયા. યજ્ઞમાર્ગી વૈદિકોની પ્રતિભાથી ધ ધાપરથી જાતો પડી, અને લિંગાયતોમાં પણ જાતિભેદ નિર્માણ થયો, પણ તે ધર્મવિહીત માનવામાં આવ્યો; એ વાત જુદી. એકંદરે સૂક્ષ્મ વિચારથી જોતાં અનુમાનથી વીરશૈવ સંસ્કૃતિ યજ્ઞમાર્ગી વૈદિક સંસ્કૃતિ કરતાં ઘણી પ્રાચીન છે, એમ કહેવાને ઘણા આધાર છે. તે દ્રષ્ટિએ તપાસ કર્યાથી મૂળ વેદ વેદગ્રંથોમાં અને યજ્ઞમાર્ગી વૈદિકોપર વીરશૈવોની છાપ પડયા પછી જે ઉપનિષદો અને ગ્રંથો તૈયાર થયા તેમાં વીરશૈવ વિષે ઘણા જ ઉલ્લેખો મળે તેમ છે. માટે વેદમાંના કેટલાક આધાર અને ઉપનિષદો વિગેરે ગ્રંથોમાં વીરશૈવ વિષે જે ઉલ્લેખો મળે છે, તેમાંના કેટલાક આપવાનો વિચાર છે.

## વીરશૈવ વિષે શ્રુતિમાં આધાર.

વેદાગમનો સાર જે ગાયત્રી મંત્ર તેનો અર્થ જુદા જુદા તત્વજ્ઞાનીઓ ખેંચીતાણીને સ્વમતને મળતો કરે છે. પણ એકદમ સરળ અર્થ કરવાથી તે લિંગવાચક થાય છે. '**तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि**' ( તે ઉત્પન્ન કર્તા એવા દેદીપ્યમાન લિંગનું હું ધ્યાન કરૂં છું ) ઉપલા ભર્ગ શબ્દના લિંગ વાચક અર્થ માટે અમરકોશનો પણ આધાર છે. '**हरःस्मरहरोभर्गस्त्र्यंबकस्त्रिपुरांतकः** ॥ ६६ ॥ આવા શિવોના નામ દીધાં છે. લિંગપુરાણમાં વ્યાસે પણ ભર્ગ શબ્દ લિંગ અથવા શિવ માટે યોજ્યો છે. '**सर्वेभर्गांशजानूनंगतिस्तेषांसपर्ववै**' સર્વે ભર્ગનાં જ ( શિવનાજ ) અંશ છે. ભર્ગજ (શિવલિંગજ)

તેનું ઉત્પત્તિનુ કારણ છે અને ભર્ગજ ( શિવલિંગજ ) સર્વને જાતિ છે. તે શિવાય ઉપલા ખુલાસાથી દેવોનો લય અથવા સંહાર કર્તા શિવલિંગ જુદું છે એમ ચોકખું દેખાય છે. ઋગ્વેદના "पवित्र ते वितत ब्रह्मणस्पते !" આ ઋચામાનો પવિત્ર શબ્દ લિંગવાચક છે. તેજ પ્રમાણે 'ब्रह्मणे ब्राह्मणालभेत्' એટલે પરમાત્માને ઠેકાણે ( ब्रह्मणे ) તજ્જન્ય ઇષ્ટલિંગને જીવાત્માને ( ब्राह्मणम् ) લીન કરો એવો પણ લિંગાંગ સામરસ્યવાચક અર્થ કરવામા આવે છે. યજુર્વેદના 'सर्व वै लिंग व्यापयति " લિંગજ સર્વનો આધાર છે એમ કહ્યું છે. તૈત્તિરીય શાખામા નિચે પ્રમાણે ઋચાઓ છે.

' यश्छंदसामृषभो विश्वरूप' । छंदेभ्योऽध्यमृतात्सबभूव ।
मर्मेंद्रोमेधयास्तृणोतु । अमृतस्य देवधारणो भूयासम् ॥ '

આમાનો છેવટના ભાગનો અર્થ મોક્ષ માટે લિંગાત્મક શિવનો ધારણ કર્તા હું હોઉં છુ એવો છે. એટલે વેદકાલમા મોક્ષ માટે લિંગધારણનો માર્ગ રૂઢ હતો, એમ દેખાય છે. હંસોપનિષદમા નિચે પ્રમાણે વચન છે

' लिंगागशोभा मोक्षमार्गैकनिष्ठा लिंगागसामरस्यश्च शरीरे ।
लिंगधारणान्नियमेनैवधृत्वा।ते मुक्ता ससारबधनात् ॥

જેનો દેહ લિંગધારણાથી સુશોભિત થયો છે જે મોક્ષમાર્ગૈક નિષ્ઠ છે એવો જીવ લિંગાંગ સામરસ્યને લઈને નિયમપૂર્વક લિંગ ધારણા કર્યાથી સંસાર બંધનમાથી મુક્ત થાય છે.

## વીરશૈવ વિષે સ્મૃતિમાંના આધાર

'शिवध्यानरतो मृत्या शिवलिंगांगसंयुतः' આવો શ્લોક મનુસ્મૃતિમાં છે. તેમાંનો છેવટનો શબ્દ વીરશૈવ વાચક છે. 'लिंगधारणमाख्यात द्विधा सर्यायंमार्थकैः ।' આવું લિંગધારણનું મહાત્મ્ય કૌપી.તકી સ્મૃતિમાં કહેલું છે. શાંતાતપ સ્મૃતિમાં નિચે પ્રમાણે વચન છે. वानप्रस्थं यागिनं च लिंगैक्य भिक्षुक यतिम ।' આમાંનો લિંગૈક્ય શબ્દ વીરશૈવ વાચક છે. ગૌતમ સ્મૃતિમાં જે બ્રાહ્મણોનું લક્ષણ દીધું છે, તેના પરથી લિંગી બ્રાહ્મણોનું અસ્તિત્વ સિદ્ધ થાય છે.

' मुखे मन्त्रो हृदि ध्यान मस्तके लिंगधारणम् ।
शिखारुद्राक्षभस्मानीति ब्राह्मणलक्षणम् । "

## વીરશૈવ વિષે પુરાણોમાં આધાર.

દાન દેવા યોગ્ય કોણ ? આવો જ્યારે સવાલ ધર્મ રાજાએ ભીષ્મપિતામહને કર્યો તે વખતે મહાભારતના અનુશાસન પર્વમાં ભીષ્મપિતામહે નિચે પ્રમાણે જવાબ આપ્યો છે.

'किमाहुर्भरतश्रेष्ठ विप्राः पात्र सनातन । लिंगिन ब्राह्मणं
चैव ब्राह्मणो चाप्यलिंगिनम् ॥
सद्वृत्तिमपिविज्ञाय लिंगिनेतेतराय च । देयमाहु
र्महाराजं उभावेतौ तपास्विनौ, ॥ "

ઉપલા શ્લોકનો અર્થ એટલોજ કે લિંગધારી અને અલિંગી એવા બે પ્રકારના બ્રાહ્મણ હોઇ બન્ને તપસ્વિ છો! વન પર્વમાં બીજે ઠેકાણે નિચે પ્રમાણે આધાર છે.

' जन्मकर्मतपोयोगस्तयोस्त्य च पुष्फलाः आभ्यां लिंगार्चितो देवस्त्वयाचर्योऽयं युगे युगे । '

આ શ્લોકમાં લિંગપુજાનું મહાત્મ્ય કહેલું છે. અનુશાસન પર્વમાં શિવપુજાનું નિચે પ્રમાણે મહાત્મ્ય વર્ણવ્યું છે.

ब्रह्मणःसृष्टिकर्तृत्वं विष्णोर्दानवमर्दनम् । स्वर्गाधिपत्य-मिंद्रस्य शिवपूजाविधेःफलम् ।

કર્મપુરાણમાં નિચે પ્રમાણે વચન છે.

" यज्ञकर्ता च देवेंद्रः सृष्टिकर्ता च धाक्यतिः ।
अहमेवजगत्कर्ता मम कर्ता महेश्वरः ॥ "

આમાં કુર્માવતારી વિષ્ણુએ મહેશ્વર આપણો ઉત્પન્ન કર્તા છે એમ કહ્યું છે. અને તેથી રામ, કૃષ્ણ, હનુમાન, નંદી વિગેરે સર્વ દેવોનાં ગળામાં અથવા મસ્તકે લિંગ બાધવાની પદ્ધત છે. પંઢરપુરના વિઠ્ઠલના મસ્તકપર, બાર્શીમાંના ભગવંત દેવના શિરપર, કોલ્હાપુરની અંબાબાઇ, તુલજાપુરની ભવાની, કાશ્મીરની શારદાદેવી, કાચીની કામાક્ષી, વિગેરે દેવીઓના મસ્તકપર પણ લિંગ છે.

આદિત્ય પુરાણમાં લિંગપુજાનું મહાત્મ્ય વર્ણવેલુ છે.

' रौद्रं लिंगं महाविष्णुर्भक्त्यांशुद्धं शिलामयम् ।
चारुचित्रं समभ्यर्च्य लब्धवान्परम पदम् ॥ "

ભગવાન વિષ્ણુ પણ શિવલિંગ પૂજન કરી પરમપદને પહોંચ્યા છે. લિંગપુરાણમાં તો લિંગનું મહાત્મ્ય ચોકખી રીતે કહ્યું છે.

' लिंगधारी सदा शुद्धो निजलिंगमनोहरम् ।
वेदेषु शास्त्रसंघेषु पुराणेष्वागमेषु च ।
ब्राह्मणस्य समाख्यातं लिंगधारणमुत्तमम् ॥ '

સ્કંદ પુરાણમાં શંકર સંહિતામાં નિચે પ્રમાણે વચન છે.

बाह्यपीठार्चनादेतत्करपीठार्चनं वरम् । सर्वेषां वीरशैवानां-
मुमुक्षार्णां निरंतरम् ॥
शिवभक्तान्सदाचार निरतान्धृतलिंगकान् विप्रानाराधय सदा
भस्मरुद्राक्षधारिणः ॥
इष्टलिंगमिदं साक्षादनिष्टपरिहारकम् । धारयेदवधानेन
शरीरे सर्वदा बुधः ॥
लिंगधारणकं नाम धृत माहेश्वराभिधम् । यावज्जीवमिदं
दत्तमिष्टलिंगसमर्चयेत् ॥

બાહ્યપીઠપર, મંદિરમા વિગેરે પૂજન કરવાં કરતાં, ઇષ્ટલિંગ હાથમાં મૂકીને પૂજન કરવું શ્રેષ્ઠ છે. મોક્ષેચ્છુ વીરશૈવોમાં સદાચારમાં રત થએલા, લિંગધારણ કરેલા, શિવભક્ત, ભસ્મ રૂદ્રાક્ષધારી એવાજ બ્રાહ્મણોની સદા ભક્તિ કર. ઇષ્ટલિંગ એ સાક્ષાત અનિષ્ટ પરિહાર કરનાર છે. જ્ઞાની માણસે હંમેશાં સાવચેતીથી શરીર પર ઇષ્ટલિંગધારણ કરવું. માહેશ્વર નામનું આ ઇષ્ટલિંગધારણ વ્રત યાવત્ જીવ ચલાવવાનું છે.

ગરૂડપુરાણમાં નિચે પ્રમાણે વચન છે.

" वंशावली प्रयतानां लिंगधारणमालिनम् ।
ज्ञानिनां शिवभक्तानांशूद्रत्वन्नैवविद्यते ॥ "

શ્રુતિસ્મૃતિ પુરાણોમાં કહેલું વીરશૈવ મત.

ઉપલા આધારો પરથી એમ નક્કી થાય છે કે વીરશવ તત્વજ્ઞાન શ્રુતિસ્મૃતિપુરાણોમા કહેલુ હોઇ તે વેદકાલમા તો શુ પણ તેનાથી પણ પ્રાચીન છે. યજ્ઞમાર્ગી વૈદિકોનુ જેમ જેમ આ ભરતખડમા વજન પડવા લાગ્યુ અને આ દેશના પુરૂષોના તત્વજ્ઞાનની ચિકીત્સા કરવાની ઇચ્છા થઇ, તેમ તેમ કરી પોતાની મૂળ પરપરા કાયમ રાખી જૈન અને વીરશૈવ વિગેરે આ દેશનુ તત્વજ્ઞાન ગ્રહણ કર્યું જૈન સંસ્કૃતિની ઘણીજ છાપ બ્રાહ્મણ ધર્મપર પડી છે એમ વડોદરામા આપેલા એક ભાષણમા લો ટીળકે કહ્યું છે. તેમજ વીરશૈવ સસ્કૃતિની જો તેમને ખબર હોત તો તેની બાબતમા પણ તેમણે તેમ કહ્યુ હોત આ બાબત ઉપર આપેલા આધારો પરથી સામાન્ય વાચકોના નજરમા પણ આવે તેમ છે પોતાની મૂળ વૃત્તિ ન છોડતા યજ્ઞમાર્ગી બ્રાહ્મણોએ વીરશૈવ તત્વજ્ઞાનનો સ્વીકાર જુદા રૂપમા અને જુદા શબ્દોમા કર્યો અને તેથી શવ, વીરશૈવ વિગેરે ભેદ નિર્માણ થયા દેખાતો શત્રુ પોસાય પણ દાવઘરી રાખનાર શત્રુ ઘણો ઘાતક હોય છે કારણ તે શત્રુ તરીકે દેખાતો નથી પણ છેવટે શત્રુ જ હોય છે આવુ જ પરિણામ શૈવમતનુ વીરશૈવ સસ્કૃતિપર થયુ છે યજ્ઞમાર્ગી વૈદિકોએ વેદમાના રૂદ્ર દેવતાનો આરોપ વીરશૈવોના શિવપર મૂકી તે તત્વજ્ઞાનનો સ્વિકાર કર્યો શિવપૂજા, રૂદ્રાક્ષધારણ, ભસ્મલેપન વિગેરે બાહ્ય દેખાવ તેમણે ઉડાવી દીધો, તેથી ચઢતી, યજ્ઞમાર્ગીનીજ થઇ અને વીરશૈવ સસ્કૃતિ પછાત પડી આ પ્રમાણે જે સસ્કૃતિ એક વખતે આખા ભરતખંડમા ગાજી રહી હતી તેને ગુપ્ત પણ જબરદસ્ત શત્રુ યજ્ઞમાર્ગી વૈદિક થયા તોપણ આમના હુમલાઓમાથી

અનેક શિવયોગીઓએ અને આચાર્યોએ વીરશવ તત્વજ્ઞાન અત્યારસુધી કાયમ રાખ્યું એજ અમારૂં સદ્ભાગ્ય છે.

વીરશૈવ તત્વજ્ઞાનનો સાચવણુ પાંચ પીઠોએ અને તેગના હાથ નિચેના મઠોએ કેવી રીતે કરી તેનું વર્ણન આગમોપનિષદોમાં છે. શ્રીમજ્જગતગુરૂ **એકોરામાચાર્યે** રામનાથ લિંગમાંથી અવતાર લઇ હિમાલયમાં કેદારપીઠ સ્થાપન કર્યું. તે પીઠપર હાલમાં નિલકઠલિંગ શિવાચાર્ય છે. આ પીઠના આચાર્ય પાસેથી વ્યાસ મહર્ષિ, શંકરાચાર્ય વિગેરે અનેક મહાન પુરૂષોએ, જુદે જુદે વખને બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કર્યું. ગૌતમેંદ્ર ચક્રવર્તિ દેવયક્ષ મહપરાક્રમશાળી ક્ષત્રિયરાજાઓને પણ આ મઠાધિપતીએ બોધ કર્યો છે. આ પીઠની ઉપજ પોણો લાખ હોઇ કેદારેશ્વરની પૂજા તેમના હાથમાં છે. અગીયાર સંસ્થાનોના આ પીઠને ઇનામો છે. શ્રીમજ્જગત ગુરૂ **વિશ્વારાધ્યાચાર્યે** વિશ્વનાથ લિંગમાંથી અવતાર લઇ જંગમ વાટિકામા ભૂકૈલાસ પાઠ સ્થાપન કર્યું, અને આ પીઠે પણ ધર્મ પ્રસારનું કામ ઘણું કર્યું છે. કાશીના આ મઠને પ્રાચીન રાજાઓએ આપેલા ઇનામોના તામ્રપટો હજી જોવા મળે છે. તેમાં કાશી નરેશ જયનંદદેવનો એક તામ્રપટ છે અને, હુમાયુન, અકબર, ઔરંગઝેબ બહાદ્શાહોની સનંદો છે. નેપાળેશ્વર પણ આ પીઠના ભક્ત છે. હાલમા આ પીઠને ૫૦-૬૦ હજારની ઉપજ છે. અને શિવલિંગ શિવાચાર્ય મઠાધિપતિ છે.

શ્રીમજ્જગતગુરૂ **દારૂકાચાર્યે** વટક્ષેત્ર સિદ્ધેશ્વર લિંગમાંથી અવતાર લઇ ઉજ્જયિનીમા પોઠ સ્થાપન કર્યું. દધિચી ઋષિ

અને દેવનંદ ચક્રવર્ત્તિને આ પીઠ તરફે દીક્ષા મળી. આ મઠમાં પણ ઘણા પ્રાચીન શિલાલેખો છે. ઇ. સ. ૧–૨ સૈકામાં એક રાજાએ સિદ્ધેશ્વર દેવાલય બાંધ્યું, એ મતલબનો શિલાલેખ ત્યાં છે. હાલમાં મઠાધિપતિ સિદ્ધલિંગ શિવાચાર્ય છે. શ્રીમજ્જગતગુરૂ રેણુકાચાર્યે સોમેશ્વર લિંગમાંથી અવતાર લઇ મ્હૈસુર હદમાં રંભાપૂરી (બાળેહળ્ળી)માં એક પીઠ સ્થાપન કર્યું. તેમણે અગત્સ્ય ઋષિને દીક્ષા આપી. શંકરાચાર્યને આજ પીઠમાંથી ચંદ્રમૌળીલિંગ મળ્યું. આ પીઠમાંથી દક્ષિણનો ઘણોજ ઇતિહાસ મળે છે. હાલમાં મઠાધિપતિ શિવાનંદ શિવાચાર્ય છે. શ્રીમજ્જગતગુરૂ પંડિતારાધ્યાચાર્યે મલ્લિકાર્જુન લિંગમાંથી અવતાર લઇ, શ્રી શૈલ ક્ષેત્રમાં એક પીઠ સ્થાપન કર્યું. આ પ્રમાણે આ પાંચ પીઠો ઘણા પ્રાચીન સમયથી ચાલે છે અને ગામોગામ આવેલા મઠો મારફત વીરશૈવ તત્વજ્ઞાનનો પ્રસાર કરતા આવ્યા છે.

## વીરશૈવ વિષે ઐતિહાસિક પુરાવા

પંચાચાર્ય અને બીજા મઠાધિશોની કૃપાથી પરમતવાળાઓના હુમલાઓમાંથી વીરશૈવ મત ટકી રહ્યો છે અને તેનો ઇતિહાસ પણ મળી શકે તેમ છે. ઇ. સ. પૂર્વે ૩ જા સૈકામાં તામીલપ્રાંતમાં તિરૂવલુવર નામના એક વીરશૈવ સાધુ થઇ ગયા. અને તેમનો તિરૂકુરૂળ નામનો ગ્રંથ હાલમાં મળે છે. તેજ પ્રાંતમાં ઇ. સ. ના ૧ લા સૈકામાં નક્કીરર નામના કવિ થઇ ગયા. એ વીરશૈવ મતના હતા. ઇ. સ. ના ૩ જા સૈકામાં માણિક્ય વાચકર નામના વીરશૈવ પંડીત થઇ ગયા અને તેમનો તિરૂવાચકમ નામનો

ગ્રંથ હાલમાં મળી શકે છે. તામીલ પ્રાંત પ્રમાણે કર્નાટકમાં પણ વીરશૈવોનો ઘણો જુનો ઇતિહાસ મળવો શક્ય છે. પણ હજી તેવા પ્રયત્ન થવાના બાકી છે. બેળગામ જીલ્હામાં હુલીગ્રામી મદનાસુર અને કેરે સિદ્ધેશ્વર આ બંન્ને પ્રાચીન દેવાલયમાં બે શિલાલેખ છે, તે ઉપરથી એમ અનુમાન થાય છે કે ત્યાંના લિંગાયત મઠમાં શ્રી સિદ્ધચૈતન્ય શિવાચાર્ય સ્વામી ઇ. સ. પૂર્વે ૨૯૨ માં મઠપતિ હતા, તેમણે યોગબળથી દોઢસો વર્ષો આયુષ્ય ભોગવ્યું આ મઠ પણ ઘણોજ જુનો છે. વીરશૈવમતને પ્રમાણ ભૂત એવું ભાષ્ય શ્રીકર પંડીતે લખ્યું છે. શંકરાચાર્યના સમયમાં નીલકંઠનામના મહાન વીરશૈવ પંડીત થઇ ગયા. તેમણે વેદપર લિંગાયતમતાનુસાર ભાષ્ય લખ્યું છે. આમણેજ શંકરાચાર્યને ચંદ્રમૌળીશ્વરલિંગપ્રદાન કરવાથી આચાર્યે તેમની ઘણી સ્તુતિ કરી છે. ઇ. સ. ૪–૫ સૈકામાં થઇ ગયેલા પલ્લવ રાજકુટુંબના નામો જોવાથી તે નંદીવર્મા, વીરવર્મા, સ્કંદવર્મા, વિગેરે છે. તે વીરશૈવોના ગોત્રોના નામ છે. આજ કાળમાં પાંડય વંશમાં જે રાજાઓ થઇ ગયા તેઓ પણ વીરશૈવ હતા. એમ કર્નાટક ક્રોનોલોજીકાર મી. ફ્રીલીપ્મ બ્રાઉન લખે છે, આ સર્વ રાજાઓને શવસમજી હિંદુ ઇતિહાસકાર સમાધાન માને છે, પણ તેઓ વીરશૈવ ધર્મના અનુયાયીઓ હતા. પાંડય વંશના એકવિસમા રાજાએ તો લિંગાયતમતના પ્રસાર માટે અતિશય પ્રયત્ન કર્યો. ગુલબુર્ગમાં ઇ. સ. ૮–૯ સૈકામાં • શિદ વંશના રાજા થઇ ગયા. તેમણે ઇનામો વીરશૈવ મઠને દીધેલો હજી ચાલૂ છે. મ્હૈસૂર શીલાલેખ નામના પુસ્તકમાં રાઇસ સાહેબે એમ સિદ્ધ કર્યું છે કે ઇ. સ. ૯–૧૦ સૈકામાં રાજ્ય કરતા ગંગવંશના રાજા વીરશૈવ

હતા. તે વખતના શિલાલેખપર વીરશૈવ સંનિકોના ચિત્રો કોતર્યાં છે. તેમનાં ગળામાં રહેલું લિંગ ચોકખું દેખાય છે. આજ સમયમાં બદામી પાસે એહોળી મઠમાં એકાંત રામય્યા નામના સ્વામી સેંકડો જંગમો સહીત રહેતા હતા અને તે લિંગાયતમતનો પ્રસાર કરતા એવો ઉલ્લેખ કાગળ પત્રોપરથી જણાય છે. શંકર દિગ્વિજયમાં જંગમોની સાથે શંકરાચાર્યે વાદવિવાદ કર્યોનો ઉલ્લેખ છે. દક્ષિણમાંનું જનનું પ્રસિદ્ધ તીર્થ શ્રમણ બેળગોળમાં મળતાં કાગળ પત્રોપરથી એમ ચોકખું દેખાય છે કે ઇ. સ. ના ૯ માં સૈકામાં વીરશૈવોની બાજુ લઇને જૈન મુનિ અલંકાએ પટ્ટણમાં વાદવિવાદ કર્યો. ઇ. સ. ૧૧ માં સૈકામાં ચાલુકય વંશના જયસિંહે દેવર દાસીમય્યા નામના વીરશૈવ ગુરૂ પાસેથી દીક્ષા લીધાનો દાખલો છે. ૧૩ માં સૈકામાં મહાનુભાવ બસવેશ્વર અને બીજા અનેક વીરશૈવ મતોદ્ધારક અવતર્યા. અને લિંગાયત ધર્મનો પ્રસાર દક્ષિણમાં મારા પ્રમાણમાં કર્યો. ઇ. સ. ના ૧૨/૧૫ માં સૈકામાં ઘણાજ વીરશૈવ વેપારી પરદેશમાં વેપાર સારૂ જતા હતા અને તેમણે પરદેશમાં લિંગપૂજાનો પ્રસાર કર્યો અને પોતપોતાના ગામોમાં શિવાલયો બાંધ્યા એવો ઉલ્લેખ જડેલા શિલાલેખોમાં છે.

## વિરૂદ્ધ અભિપ્રાયોનું ખંડન.

ઉપલી ઐતિહાસિક હકીકત પરથી એટલું દેખાય છે કે મહાનુભાવ બસવેશ્વરની પહેલાંથી જ સર્વ હિંદુસ્થાનમાં વીરશૈવમત પ્રચલિત હતો. અને તેનો પ્રસાર પરદેશમાં પણ થયો હતો, તેથી શ્રીમદ્ બસવેશ્વર જ વીરશૈવ મતના સ્થાપક છે

એવી જે નિરાધાર હકીકત મિ. વ્હિન્સેન્ટ સ્મીથે "Ancient History of India" નામના પુસ્તકમાં ૪૩૨ પાનાપર, મી. એ. બર્થે એમના 'આસ્તિકમત' નામના પુસ્તકમાં ૨૦૮ પાનાપર, મી. હાપકીન્સે તેજ નામના પુસ્તકમાં ૪૮ પાના પર, ડૉ. ભાન્ડારકરે 'ભરતખંડનો પ્રાચીન ઇતિહાસ' નામના પુસ્તકમાં ૨૭૬ પાના પર, મી. રા. હે. દેશપાંડે ભરતખંડના ધર્મસંસ્થાપક અને ધર્મસુધારક ' નામના પુસ્તકમાં ૪૬ પાનાપર, પંડિત શિવશંકર મિશ્રે ભારતકા ધાર્મિક ઇતિહાસ, નામના પુસ્તકમાં અને હાલમાં મહારાષ્ટ્ર જ્ઞાનકોષકાર જેવા વિદ્વાનોએ પણ જ્ઞાનકોષમાં અને પ્રસિદ્ધ ઇતિહાસકાર શ્રી. ચિ. વિ. વૈદ્યે ' મધ્ય યુગીની ભારત ભાગ ત્રીજા ' નામના ગ્રંથમાં અને સત્યવાદીકાર રા. બાળાસાહેબ પાટીલે જ્ઞાનપ્રકાશમાં લખેલ છે તે તમામ પૂર્ણ માહિતી મેળવ્યા શિવાય લખી છે, તેમ ચોકખું દેખાય છે. મહાનુભાવ બસવેશ્વર વીરશૈવ મત સંસ્થાપક ન હોઇ મતોદ્ધારક હતા. તેમના કાળમાં તથા ત્યાર પછી દક્ષિણમાં વીરશૈવ મતનો પ્રસાર ઘણા સારા પ્રમાણમાં થયો છે, ખરો. પણ તેની પહેલાં પણ વીરશૈવ મતના બે પીઠો અને અનેક મઠો દક્ષિણમાં હતા એ અમે સિદ્ધ કર્યું. તેજ પ્રમાણે લિંગાયત પંથ મુસલમાની અમલ પછી નિકળ્યો હોવો જોઇએ એવી જે અટકળ લો. ટીળકે કરી છે તે કેટલી ભ્રમભરેલી છે એ ઉપલા વિવેચન પરથી સાબીત થાય તેમ છે. પાશ્ચિમાત્ય લોકોને જે હકીકત મળે તે ખરી છે કે નહિ એટલું નક્કી કરી તે ઇતિહાસ તરીકે પ્રસિદ્ધ કરે છે. તેમને વધારે હકીકત મળવી અશક્ય હોય છે. પણ પૌર્વાત્ય વિદ્વાનોને ઘણી હકીકત

મળવી શકય હોય છે, તોપણ તે ન મેળવતાં એકદમ બે જવાબદાર રીતે ગમે તેમ લખે છે. અને કેટલાક તો પાશ્ચિમાત્ય વિદ્વાનોના કહેવાને આધાર માને છે, એ ઘણી દુઃખની વાત છે. આ વૃત્તિ સંશોધક બુદ્ધિની ખોટ અને સત્ય જાણવાનો ધગસનો અભાવ દેખાડે છે.

વીરશૈવ મત પ્રાચીન છે એવું આધાર સહીત નક્કી થયું, છતાં કંઇ તે મત ગ્રાહ્ય અને શુદ્ધ કહેવાય નહિ, એ અમે પહેલાં જ કહ્યું છે તે કેમ સત્ય અને શુદ્ધ છે એ હકીકત આવતા પ્રકરણોમાં તુલના કરીને દેખાડવાના છીએ. આ પ્રકરણમાં વીરશૈવ મત સ્મૃતિ શ્રુતિ પુરાણોક્ત છે એટલુંજ નહિ પણ તે વેદકાલની પહેલાનું છે, આ બાબત પ્રમાણસહીત દેખાડી છે. સંપ્રદાયના અભિમાનથી અથવા તો શબ્દની ખેંચતાણ કરીને કંઇ અમે પ્રાચીનતા સિદ્ધ કરી નથી. ખરી રીતે પ્રાચીનતાનું અમને એટલુ મહત્વ લાગતું નથી. તોપણ વીરશૈવ મત સર્વેમાં પ્રાચીન છે. એ સત્ય બાબત ટીકાકાર લોકોના આક્ષેપો દૂર કરવા સારૂ અને સ્વમતના લોકોને જાણ થાય માટે અમે આધાર સહીત સિદ્ધ કરી છે इति शिवम् ।



# પ્રકરણ ૨ જું.



## લિંગાયત તત્ત્વજ્ઞાન.

કોઇ પણ સંસ્કૃતિનો મુખ્ય પાયો તત્ત્વજ્ઞાનનોજ હોય છે. સંસ્કૃતિનું શ્રાશનરસાપણું તેની અત્યંત પ્રાચીનતા અથવા અનુયાયીઓની બહુ સંખ્યાપર હોતું નથી. એ અમે ગયા પ્રકરણમાં કહ્યું છે. પણ સંસ્કૃતિનું શ્રેષ્ઠપણું તેના તત્ત્વજ્ઞાનપર આધાર રાખે છે, એ બાબત નિર્વિવાદ છે. વીરશૈવોનું તત્ત્વજ્ઞાન વૈદિક છે તો પણ તે સ્વતંત્ર છે. વેદગ્રંથમાં એક એવું નિશ્ચિત તત્ત્વજ્ઞાન ન હોવાથી, કોઇપણ વૈદિક કહેવડાવી શકે. કોઇ પણ ધર્મગ્રંથને જે મહત્વ હોય છે તે તેના જ્ઞાન વિષેની ચર્ચાને લઇને હોય છે. અને તેથી યજ્ઞમાર્ગી વૈદિકો કરતાં વીરશૈવ જેવા જ્ઞાન અને યોગમાર્ગી વૈદિકોનો વેદપર વધારે હક્ક બતાવતાં આવડશે, તો પણ વીરશૈવોનું તત્ત્વજ્ઞાન શવ, વૈષ્ણવ, ગાણપત્ય, શાક્ત અને સાંખ્ય ઇત્યાદિ ષડ્દર્શન પ્રણીત તત્ત્વજ્ઞાન પ્રમાણે કેવળ વેદપર અવલંબીને નથી; અને જૈન, બૌદ્ધ, ચાર્વાકની જેમ વેદબાહ્ય પણ નથી, તે સ્વતંત્ર રીતે ઘણુંજ વધેલું છે. અને તેની પરિભાષા પણ ઘણીજ ભિન્ન છે. ગયા પ્રકરણમા લખ્યા પ્રમાણે વેદોપનિષદોમાંની પરિભાષા ખેંચીતાણીને બનાવેલી ભાસે છે અને વીરશૈવ તત્ત્વજ્ઞાનની પરિભાષા એટલી સહજસુલભ અને વ્યુત્પત્તિને અનુસરીને છે કે તત્ત્વજ્ઞાનની જ્યારે શબ્દમાંડણી થવા

લાગી ત્યારે જ તે સ્ફૂરી હોય તેમ જણાય છે. ઇશ્વરપ્રણીત તત્ત્વજ્ઞાન એમ કોઇપણ પરિભાષાને કહેવું હોય તો તે આવી જ પરિભાષાને કહી શકાય. વીરશૈવ તત્ત્વજ્ઞાનને જેવી સ્વતંત્ર અને સહેજ અર્થબોધક પરિભાષા છે તેવી જ રીતે તેની માંડણી પણ નિશ્ચિત અને સર્વગ્રાહ્ય છે. આવતા વિવેચનપરથી ઉપલી બાબતને ટેકો મળશે અને વીરશૈવ સંસ્કૃતિની મહત્તા પણ માલુમ થશે.

## તત્ત્વજ્ઞાનના વિષયો.

તત્ત્વજ્ઞાન વિષેના ગ્રંથોમાં મુખ્યત્વે કરીને ચાર વિષયોપર વિવેચન કરેલું હોય છે. ઇશ્વર અને સૃષ્ટિનો સંબંધ, ઇશ્વર અને મનુષ્યનો સંબંધ, માણસ માણસનો સંબંધ, અને માનવીનો માનવેતર સૃષ્ટિ સાથે સંબંધ, આ જ તે ચાર વિષયો છે. આ ચાર બાબતમાં પણ ઇશ્વર, સૃષ્ટિ અને માનવજીવન આ ત્રણ વિષયો શિવાય તત્ત્વજ્ઞાનની ચર્ચા જ થઇ શકતી નથી. ચાર્વાક, જૈન, બૌદ્ધ, સાંખ્ય, નૈય્યાયિક, વૈશેષિક અને થોડેક અંશે પૂર્વ-મીમાંસક આ તત્ત્વજ્ઞાનો નિરીશ્વર મનાય છે. પણ એક ચાર્વાક શિવાય ઇશ્વરી સત્તા ન માનનારો બીજો કોઇ મત નથી; અને તેથી જ તેઓને તત્ત્વજ્ઞાનનો હક્ક પ્રાપ્ત થયો છે, પણ તે ચાર્વાક મતને નહિ. બૌદ્ધ, સાંખ્ય, નૈય્યાયિક અને વૈશેષિક ઇશ્વર માનતા નથી પણ આત્મતત્ત્વ માને છે. પૂર્વમીમાંસક અનેક દેવતા માને છે. અને જૈન સૃષ્ટ્યુત્પત્તિલયકર્તા ઇશ્વર માનતા નથી. પણ વીતરાગ, ઉપાધિ રહીત સ્વયંભૂ અને અનંતજ્ઞાન ચૈતન્ય-

શાળી ઇશ્વર માને છે. તેથી કોઇ પણ રીતે એક શ્રેષ્ઠ સત્તા માન્યા વગર તત્ત્વજ્ઞાન વિષે ચર્ચા જ થઇ શકતી નથી. બીજો વિષય સૃષ્ટિનો; તેને મિથ્યા ન માનનારા શૂન્યવાદી બૌદ્ધ અને શાંકર મતના અદ્વૈતીજ છે. તેમણે સૃષ્ટિને મિથ્યા ઠરાવી, તેથી તેમને પણ સૃષ્ટિનો વિચાર કરવો પડયો એ બાબત દેખીતી છે. સૃષ્ટિ દેખાય છે તેવી નથી એવો તેમનો અભિપ્રાય હોય તો તેમાં કાંઇ આશ્ચર્ય નથી. પણ સૃષ્ટિનું અસ્તિત્વજ ના કબુલ કરીને કોઇને પણ તત્ત્વજ્ઞાન વિષે ચર્ચા કરતાં આવડશે નહિ. ત્રીજો વિષય મનુષ્ય; જે મનુષ્યને પોતાના અસ્તિત્વનું ભાન નથી, તે તત્ત્વજ્ઞાન વિષે શું વિચાર કરી શકે એ દેખીતું છે. એકંદરે પરમેશ્વર, સૃષ્ટિ અને માનવજીવ એમાંના ચાર જાતના સંબંધપર જ તત્ત્વજ્ઞાનની ચર્ચા કરેલી હોય છે એમ કહી શકાય.

## નામ મીમાંસા.

વીરશૈવ તત્ત્વજ્ઞાનને તાત્ત્વિક પરિભાષામાં શક્તિવિશિષ્ટાદ્વૈત અથવા વિશેષાદ્વૈત એવું નામ છે. કારણ તત્ત્વજ્ઞાન અદ્વૈતમત પ્રતિપાદન કરે છે છતાં તે શક્તિને માયા પ્રમાણે ખોટી અથવા પ્રકૃતિ પ્રમાણે પરાવલંબી ન માની, તેને પરમેશ્વરના જેટલી સામર્થ્યવાન માની છે. આ જ તેનું વિશેષ છે. તત્ત્વજ્ઞાનને વીરશૈવ એ જે નામ આપવામાં આવ્યું છે તે યજ્ઞમાર્ગી વૈદિકોથી જુદાપણું કરવા માટે જ છે. યજ્ઞમાર્ગી વૈદિકોએ લિંગાયતના શિવશક્તિનો જ્યારે સ્વિકાર કર્યો ત્યારે લિંગોપાસક શવ નિર્માણ થયા. પણ તેમણે રૂદ્ર સાથે શિવની ભેળસેળ કરી અને બીજા

વૈદિક અને પુરાણીક દેવતાઓની પુજાઓ ચાલુ રાખી, અને યજ્ઞમાર્ગ છોડયો નહિ. તેથી લિંગાયતોને તેમનાથી દૂર રહેવું પડયું અને તેથી તેમને વીરશૈવ કહેવા લાગ્યા. તેથી જ વીરશૈવની નીચે પ્રમાણે વ્યાખ્યા પણ થઇ.

" वीरत्व नाम देवेश यथा वीरो रणे भटः ।
तथामते च सद्भक्त्या वीरो वैराग्यतो दृढात् ॥ "

ઉપલા વચનમાં મહેશ દેવશને કહે છે કે મનુષ્યોમાં જે પ્રમાણે રણમેદાનમાં બહાદુરી ગજવ્યાથી વીર કહેવાય છે, તે પ્રમાણે શિવભક્તમાં અથવા શૈવમતમાં જે વિશેષ ભક્તિમાન અને વૈરાગ્યશાળી હોય છે, તેને વીરશૈવ કહે છે. આ પરથી લિંગાયત તત્ત્વજ્ઞાનનો સ્વિકાર કરેલ સ્માર્ત, શૈવ ઇત્યાદિ યજ્ઞમાર્ગી વૈદિકોને પણ વીરશૈવોને શ્રેષ્ઠ સ્થાન દેવું પડયું, એ ચોકખું દેખાય છે. તાત્વિક પરિભાષામાં રૂઢ થયેલું શક્તિવિશિષ્ટાદ્વૈત અથવા વિશેષાદ્વૈત અને બીજાઓએ આપેલું વીરશૈવ નામ કરતાં, વ્યવહારમાં રૂઢ થયેલું લિંગાયત નામ તેમના તત્ત્વજ્ઞાનને વધારે યોગ્ય થશે, એમ ખાત્રીપૂર્વક લાગે છે. કારણ શિવ અને શક્તિના સરખા દરજ્જા કરતાં અને શિવની વૈરાગ્યયુક્ત ઉચ્ચ ભક્તિ કરતાં લિંગાંગસામરસ્ય એજ પરમધ્યેય કોઇ પણ લિંગાયતને ઇષ્ટ લાગે છે. વાસ્તે અમારી સંસ્કૃતિને વીરશૈવ એજ નામ પસંદ કરીને પણ આ પ્રકરણને મથાળે અમે લિંગાયત તત્ત્વજ્ઞાન એજ નામ દીધું છે. હવે પછી તાત્વિક વિવેચન માટે અમે લિંગાંગી તત્ત્વજ્ઞાન એજ શબ્દ વાપરવાના છીએ.

## લિંગાંગી તત્ત્વજ્ઞાનના પ્રમાણ ગ્રંથ.

વેદોપનિષદોમાંની જ્ઞાનચર્ચા લિગાયતોને માન્ય જ છે. પણ તેમના તત્ત્વજ્ઞાનની ચર્ચા અઠ્ઠાવીસ શૈવાગમોમાં કરેલી છે. કામિક યોગજ, ચિંત્ય, કારણ, અજીત, દીપ્ત, સૂક્ષ્મ, સહસ્ર, અંશુમત, સુપ્રભેદ, વિજય, નિશ્વાસ, સ્વાયંભૂવ, અનિલ, વીર, રૌરવ, મુકુટ, વિમલ, ચંદ્રજ્ઞાન, બિંબ, પ્રોદ્ગીત, લલિત, સિદ્ધ, સંતાન, સર્વોક્તિ, પરમેશ્વર, કિરણ, અને વાતુલ આવાં શૈવાગમોનાં નામો છે. શિવાય સિદ્ધાંત શિખામણી, શિવાદ્વૈતમંજરી, ષટ્સ્થલ ચંદ્રિકા, શ્રુતિસારભાષ્ય, ક્રિયાસાર, નીલકંઠભાષ્ય, વીરશૈવ રત્નાકર, લિંગધારણ ચંદ્રિકા, વીરશૈવાચાર પ્રદિપીકા, વિગેરે અસંખ્ય તાત્વિક ગ્રંથ મહાન પંડીતોએ લખ્યા છે. આ શિવાય પુરાણાદિગ્રંથો તત્ત્વજ્ઞાનની ચર્ચા કરનારા છે. આ જુદા જુદા ગ્રંથો કયારે થયા, આ પ્રશ્નને તાત્વિક ચર્ચાની દૃષ્ટિએ જોતાં વિશેષ મહત્વ નથી બસવેશ્વરની પૂર્વેના ગ્રંથોમાં ષટ્સ્થલ જેવાં લિંગાંગી તત્ત્વજ્ઞાનનાં મહત્વના ભાગનું પણ વર્ણન કોઇમાં નથી એમ કેટલાક સંશોધકો કહેવા લાગ્યા છે. પણ દરેક દીક્ષા પ્રસંગે ગુરૂએ પટસ્થલોપદેશ કરવાની જ્યાં પદ્ધત રૂઢ છે ત્યાં કેટલાક ગ્રથોમાં તે વિષયોનું વર્ણન નથી વાસ્તે તે કલ્પના અર્વાચીન છે એમ કહેવાની હિમંત ધરવી એ બરોબર નથી. ખુદ મહર્ષિ વ્યાસે વેદોપનિષદોની પછીના વર્ગમાં આગમોને મહત્તા આપી છે અને તેના આધારપરે પુરાણો લખ્યા એમ કહ્યું છે. વાસ્તે આગમોકત તત્ત્વજ્ઞાન વેદોપનિષદ પછીનું છે એમ કહેવું એ પણ વ્યાજબી નથી. લિંગાંગી તત્ત્વજ્ઞાન પરંમ

શુદ્ધ અને સહજગમ્ય છે, તેનાથી તેનું મહત્વ શાબીત થવાનું છે. પંચાચાર્ય, અનેક તત્ત્વજ્ઞ માહેશ્વરો અને મહાનુભાવ બસવેશ્વર વિગેરે શિવૈકય પામેલા મહાત્માઓએ લિંગાંગી તત્ત્વજ્ઞાન પોતાના અનુભવથી ઉપદેશ્યું છે.

## ઇશ્વર અને સૃષ્ટિ

તત્ત્વજ્ઞાન વિષેની ચર્ચામાં પહેલો વિષય ઇશ્વર અને સૃષ્ટિનો સંબધ એ છે. એટલે ઇશ્વર એ સુષ્ટ્યુત્પત્તિસ્થિતિલય કર્તા છે કે નહિ એ જ નકકી કરવાનું છે. આ બાબતમાં પ્રાચીન ષટ્દર્શન શું કહે છે, તે જોઇએ. પરમાત્મા કેવળ સાક્ષી હોઇ પ્રકૃતિજ સૃષ્ટ્યુત્પત્તિસ્થિતિલયકર્તા છે, એવો સાંખ્યોનો મત છે. તો ઉત્તર મીમાંસાકાર અથવા વેદાંતી એકમેવ બ્રહ્મ છે અને દેખાતી સૃષ્ટિ ખોટી છે એમ કહે છે. બૌદ્ધમાંનો એક પંથ આવોજ શૂન્યવાદી એટલે માયાવાદી છે. નૈય્યાયિક અને વૈશેષિકોએ કેટલાક તત્ત્વોજ સૃષ્ટ્યુત્પત્તિસ્થિતિલયકર્તા છે એવું માન્યું છે, અને જૈનોનો પણ લગભગ આવોજ મત છે. પૂર્વ મીમાંસાકાર યજ્ઞને લઇને સૃષ્ટિની ઉત્પત્તિસ્થિતિલય થાય છે એમ કહે છે. તો યોગ દર્શનકાર ઇશ્વરને ફકત કારણજ માને છે. ત્યાર પછીના રામાનુજ, વલ્લભ, માધ્વ વિગેરે આચાર્ય, શૈવ વૈષ્ણવ, શાકત, ગાણપત્ય વિગેરે પંથ, નાનક, ગોરખ, કબીર, રામાનંદ, ચૈતન્ય, વારકરી વિગેરે સંપ્રદાય, અને પારસી, મહંમદી, ખ્રિસ્તિ વિગેરે પરધર્મીય ઇશ્વરનેજ સૃષ્ટ્યુત્પત્તિસ્થિતિલયકર્તા માને છે. પરમશિવે સદ્યોજાત મુખમાંથી પૃથ્વિ, વામ-

દેવ મુખમાંથી આપ, અઘોર મુખમાંથી તેજ, તત્પુરૂષ મુખમાંથી વાયુ, અને ઇશાન મુખમાંથી આકાશ ઉત્પન્ન કર્યું. અને આ પાંચ મહાભૂતોની ઘટરચનાને લઇનેજ સૃષ્ટયુત્પત્તિસ્થિતિલય ચાલુ છે, એમ સુપ્રબોધાગમમાં કહ્યું છે. તેજ પ્રમાણે પુરાણોમાં જુદી જુદી અજબ વાર્તાઓ છે અને આ કલ્પનાઓ વીરશૈવોમાં ઘણીજ રૂઢ છે. પણ લિંગાંગી તત્ત્વજ્ઞાનનો વિચાર કરતી વખતે તેને આધાર માનીને ચાલશે નહિ. તેને માટે વિશેષ બારીક તપાસ કરવો જોઇએ. લિંગાંગી તત્ત્વજ્ઞાનની પરિભાષામાં સૃષ્ટયુત્પત્તિસ્થિતિલયના ઉગમ સ્થાનને " સ્થલ " એવું નામ આપવામાં આવ્યું છે. જે સ્થિતિને અને લયને આધાર ભૂત છે તેજ સ્થલ. આ સ્થલના આધારથીજ જગત ઉત્પત્તિ થાય છે.

" सर्वेषाम् स्थानभूतत्वाल्लयभूत तत्वतस्ततः ।
तत्त्वानां महदादीनां स्थलमित्यमिधीयते ॥ "

આ પ્રમાણે સ્થલની ઉતપતિ કહેલી છે. સૃષ્ટયુત્પત્તિસ્થિતિ લયના મૂળ કારણની આ પ્રમાણેની વ્યુત્પત્તિ લિંગાયત શિવાય કોઇપણ તત્ત્વજ્ઞાનમાં નથી. ઉપનિષત્પ્રણીત " બ્રહ્મ " એ 'સ્થલ' શબ્દનો વાચક છે. પણ ' બ્રહ્મ ' એ શબ્દ 'સ્થલ' શબ્દ જેવો અર્થસૂચક નથી, એ કોઇ પણ કહી શકશે. તત્ત્વજ્ઞાનની પ્રાચિનતા તવારીખ પરથી ઠરાવી શકાય નહિ. તે ઠરાવવું શકય હોય તો પારિભાષિક શબ્દો પરથી ઠરાવાય. ' બ્રહ્મ ' એ શબ્દ કંઇ ઠરેલ અર્થપર નાખ્યો જણાય છે, પણ ' સ્થલ ' એ શબ્દ તે અર્થનો જ સૂચક છે, તે અર્થને પ્રસવનાર છે. માટે ' સ્થલ '

એ શબ્દ ઉત્પત્તિસ્થિતિલયના મૂળ અધારને દેખાડનાર તત્ત્વજ્ઞાનને પ્રાચીન ઠરાવવાની અમે હિમ્મત કરી છે. બ્રહ્મ, બ્રહ્મા, વિષ્ણુ, શિવ, શકિત, ગણપતિ, અહુરમજદ, અલ્લા, આકાશમાંનો બાપ, વિગેરે સૃષ્ટયુત્પત્તિલય સૂચક કોઇ પણ શબ્દો કરતાં 'સ્થલ' એ શબ્દ નૈસર્ગિક રીતે વધારે સૂચક દેખાય છે, એ કોઇને પણ કબુલ કરવું પડશે. લિંગાંગી તત્ત્વજ્ઞાનપ્રણીત ઉત્પત્તિસ્થિતિલયની ક્રિયાની કલ્પના પણ તેવીજ ઘણી રહસ્ય પૂર્ણ છે. સાંખ્ય પ્રમાણે સૃષ્ટિની ઘટરચના એટલે ત્રિગુણાત્મક પ્રકૃતિની રમત છે અને પરમાત્મા માત્ર સાક્ષી છે, એમ લિંગાંગી તત્ત્વજ્ઞાન કહેતું નથી. નૈય્યાયિક વશેષિક, અને જૈન પ્રમાણે તે ઘટરચના કાંઇ જડતત્ત્વોની ઉલટપાલટ છે એવું પણ લિંગાંગી તત્ત્વજ્ઞાન કહેતુ નથી. પાતંજલી પ્રમાણે તે ઘટરચનાને કારણ માત્ર તેટલોજ ઇશ્વર છે, એવો વિચિત્ર જવાબ પણ તે તત્ત્વજ્ઞાન આપતું નથી. અને ઉત્તર મીમાંસાકાર પ્રમાણે એક–મેવ બ્રહ્મપર સોંપીને 'અરે જે થયુંજ નથી તેનો વાદ શું કામે' એવા વિરૂદ્ધ પ્રશ્ન સૃષ્ટયુત્પત્તિલયની સંબંધે પ્રશ્ન કરનારને સામે કરીને આ તત્ત્વજ્ઞાન ચકીત પણ કરતું નથી. કારણ તત્ત્વજ્ઞાનનું કામ ચકીત કરવાનું નથી, અથવાતો કાંઇ પણ જવાબ દઇને શાંત બેસાડવાનું અથવા તો ઘોટાળામાં નાખવાનું ન હોઇ યોગ્ય તે જવાબ દઇ સામાધાન કરવાનું છે. પૂર્વ મીમાંસાકાર પ્રમાણે યજ્ઞોને લઇને સર્વ ઘટરચના થાય છે એટલો જવાબ દઇને ચાલશે નહિ. કારણ જેને લઇને આ યજ્ઞો થાય છે, અને જે દેવતાઓ માટે તે કરવામાં આવે છે, તે પદાર્થ અને તે દેવતાઓ કયાંથી આવ્યા આ પ્રશ્ન અધુરો રહ્યો જ. બુદ્ધ પ્રમાણે આ

બાબતમાં મૌન ધારણ કરીને ચાલશે નહિ. કારણ આ વિચાર દરેક મનુષ્યના મનમાં ઘોળાયા વગર રહેતો નથી. શિવ અથવા આપણો ઇષ્ટ દેવ સર્વ કર્તા છે. આટલા જવાબથી પણ તાત્વિક માણસોનું સમાધાન થશે નહિ. કારણ તે ઇશ્વરને કોણે નિર્માણ કર્યો અને તે કયાંથી આવ્યો અને આ સૃષ્ટિને તેણે શેમાંથી ઉત્પન્ન કરી એવા પ્રશ્નો માનવબુદ્ધિને ઉદ્‌ભવ્યા વગર રહેશે નહિ. "અલ્લાને સબકુચ બનાયા હૈ" એ જવાબ સમાધાનકારક નથી; અને અજવાળું થવા દે કે થયું, વનસ્પતિ ઉત્પન્ન થાવો, કીધું કે તરતજ તેમ થયું. આપણા રૂપ પ્રમાણે માનવી ઉત્પન્ન કર્યો. અને આ સર્વ છ દિવસની અંદર આકાશમાંના બાપાએ કર્યું અને સાતમે દિવસે તેણે વિશ્રાન્તિ લીધી!' આવા જવાબ સાંભળીને નાના છોકરા પણ હસે છે. ઉપલા જવાબ કયાં? અને લિંગાંગી તત્ત્વજ્ઞાનનો નિચેનો સુસંગત અને યોગ્ય જવાબ કયાં? 'તે વાંચકોએ જોઇ લેવું. ઉપર વર્ણવેલા સ્થલમાં જે શક્તિ છે, તે ખરી છે. તે સ્વતંત્ર રીતે સ્ફૂરીને આ ત્રિવિધ જગ ઉત્પન્ન કરતી થઇ. સ્થલ તેને આધાર છે. પણ તેણી શિવાય કાર્ય કંઇ થતું નથી. માટે તેને મિથ્યા કહીં શકાય નહિ. જડ દેહ કરતાં આત્મા શ્રેષ્ઠ હશે. પણ જીવાત્મામાં આત્મા અને દેહ જેમ સરખા મહત્વનાં છે, તેજ પ્રમાણે સ્થલ અને શકિત આ બંન્ને સમાન મહત્વના છે. તે શકિત સ્વતંત્ર કર્તૃતવાન્ છે. સ્થલની તે આશ્રિત ન હોઇ, સ્થલ તેને આધાર છે. આ માહેશ્વરી શકિતને લઇને સૃષ્ટ્યુત્પત્તિસ્થિતિલય ચાલુ છે. એકંદરે સ્થલ અને તેમાંની સ્વતંત્ર શકિત એ બંન્ને સૃષ્ટ્યુત્પત્તિલયને કારણ છે. એમ લિંગાયત તત્ત્વજ્ઞાન કહે છે.

પણ એટલું ધ્યાનમાં રાખવું જોઇએ કે જગનું મૂલ કારણ એક જ છે અને તે સ્થલ છે, એમ લિંગાયત તત્ત્વજ્ઞાન કહે છે, અને તેથી જ તે અદ્વૈત છે. પણ બ્રહ્મપરની માયા સમુદ્રના ફીણ પ્રમાણે છે, એમ કહીને ફેણરૂપી માયા ખોટી હોઇ, બ્રહ્મસાગર એક જ ખરૂં છે એમ કહેવરાવવું લિંગાયત તત્ત્વજ્ઞાનને માન્ય નથી. ઉપલી ઉપમા દેતી વખતે અદ્વૈતી લોક સમુદ્ર પર ફીણ ઉત્પન્ન કરનારી શકિત એક બીજી છે, એ ભૂલી જાય છે. મૂલ સ્થાન એકજ હોય તોપણ ક્રિયા દ્વિધાજ હોય છે, એ ભૂલીને ચાલશે નહિ. એકમાંથી અનેક થયા તે ખરૂં; પણ ત્યાર પછીનું બધું ખોટું કહેવું ભ્રમોત્પાદક છે. અને અહીંઆ જ માયાવાદી અદ્વૈતો સાથે લિંગાયતોનો મતભેદ છે, અમારો મતભેદ સ્પષ્ટ કરવાને ખાતર લિંગાંગી તત્ત્વજ્ઞાનને શકિતવિશિષ્ટાદ્વૈત કહેવરાવવું પડયું. બ્રહ્મ અથવા સ્થલ અનાદ્યનંત છે, ત્યાં એકમત; પણ માયા અને માયાજન્ય જગ નાશવંત છે અને શકિત અને શકિતજન્ય સૃષ્ટિપણ સ્થલ પ્રમાણે છે, અહીંઆં શાંકરમતવાલા સાથે લિંગાયતોનો મદભેદ થયો. અનાદ્યનંત વસ્તુ બે હોઇ શકે નહિ. આ સિદ્ધાંત નૈય્યાયિક, વૈશેષિક અને જૈન વિગેરે તત્ત્વજ્ઞાનો માનતા નથી પણ તે વિચાર કરવા જેવું છે એમાં કંઇ શંકા નહિ; અને લિંગાંગી તત્ત્વજ્ઞાન અનાદ્યનંત વસ્તુ એકજ માને છે, માટે તે અદ્વૈતમતવાદી છે, પણ શકિત અને જગ એ સ્થલ પ્રમાણે ખરૂં માનવાથી અનેક અનાદ્યનંત વસ્તુ માની એમ કહી શકાય નહિ. કારણશક્તિ અને શકિતજન્ય સૃષ્ટિ, આ બંન્ને સ્થલોત્પન્ન છે એમ લિંગાયત તત્ત્વજ્ઞાન ખાત્રીપૂર્વક કહે છે. જે પ્રમાણે આત્મા અને દેહ, આ બંન્ને સ્વતંત્ર રીતે હોઇ શકે છે; તેઃ

પ્રમાણે સ્થલ અને શક્તિ સ્વતંત્ર રીતે હોઇ શકે છે. અને ફરીથી તેને અદ્વિતીય અને એક કહી શકાય છે. આ લિંગાયત તત્ત્વજ્ઞાને ઇશ્વર અને શક્તિ આ બંન્નેને સૃષ્ટ્યુત્પત્તિસ્થિતિલયકર્તા માની શક્તિને સ્વતંત્ર કર્તૃત્વ દઇ ઇશ્વરનું નિરૂપાધિક અને શુદ્ધ સ્વરૂપ કાયમ રાખ્યું છે, તેથી આ તત્ત્વજ્ઞાનને શક્તિવિશિષ્ટાદ્વૈત કહેવામાં આવે છે.

## જીવેશ્વર સંબંધ.

તત્ત્વજ્ઞાન વિષેનો બીજો મહત્વનો વિષય એટલે જીવ અને ઇશ્વરનો સંબંધ છે. જે સ્થલ સૃષ્ટ્યુત્પત્તિસ્થિતિલયકર્તા શકિતને આધારભૂત છે, તેજ સ્થલ દ્વિધા થઇને જીવેશ્વર ભેદ ઉત્પન્ન થયો. એમ લિંગાયત તત્ત્વજ્ઞાન કહે છે. અર્થાત ' ब्रह्मसत्यं जगन्मिथ्या जीवो ब्रह्मैव नापरः । " આ વેદાન્ત વચમ લિંગાંગી તત્ત્વજ્ઞાનને અનુસરીને છે.

" स्वशक्तिक्षोभमात्रेण स्थलंतद्द्विविधोभवेत् ।
एकं लिंगस्थलं प्रोक्तमन्यदंगस्थलं स्मृतम् ॥ "

સ્વશક્તિ ક્ષોભથી દ્વિધા થયેલા સ્થલના એક ભાગને લિંગ કહે છે અને બીજાને અંગ કહે છે.

" लीनं गच्छति यस्मिन्सा माया दुर्घटकारिणी ।
तल्लिङ्गमोतिसंमात्र कथ्यते पारमार्थिकैः ॥ "

જેમાં માહેશ્વરી શકિત (માયા) વિલીન થાય છે તેને લિંગ કહે છે. અને

" अमितिम्ब्रह्मसन्मात्रं गच्छतीत्यङ्गमुच्यते ।
तस्मादंगस्वरुपोऽसौं जीवस्संसारवृत्तिभाक् ॥ "

"અ" એટલે બ્રહ્મ અથવા સ્થલ અને "ગ" એટલે કાર્ય કરે છે તે; વાસ્તે કર્મબદ્ધ અથવા ક્રિયાશીલ 'બ્રહ્મ' એટલેજ અંગ છે. આ પ્રમાણે સ્થલમાંથી લિંગ અને અંગ અથવા જીવ અને ઇશ્વર એવા બે ભેદ થયેલા હોવાથી; ખરેખરી રીતે તે એક જ છે. કર્મબંધનથીજ તે ભેદ થયા છે આ કર્મ પણ માહેશ્વરી શક્તિને લઇનેજ જીવને જખડી નાખે છે.

" साक्षिणीसत्यसम्पूर्णा निर्विकल्पा महेश्वरी ।
सा शक्तिर्द्विविधाभूतास्वस्वातंत्र्य बलेनतु ॥ "

સર્વસાક્ષીણી, સત્યસંપૂર્ણ, મિથ્યા નથી પણ નિર્વિકલ્પ એવી તે માહેશ્વરી શક્તિ સ્વતંત્ર બળથી દ્વિધા થઇ, તેના તે બે ભાગ નીચે પ્રમાણે છે.

" लिंगस्थलाश्रयाशक्तिः कलारुपा प्रकीर्तिता ।
अङ्गस्थलाश्रयाशक्तिः भक्तिरुपा भयापहा ॥ "

લિંગસ્થલાશ્રયભૂત શક્તિને કલા કહે છે અને અંગસ્થલાશ્રયભૂત શક્તિને ભવતારક ભક્તિ કહે છે. લિંગ, કલા, અંગ અને ભક્તિ, આ ચાર દરેકના છ ભાગ છે. અને આનેજ લિંગાંગી તત્ત્વજ્ઞાનમાં ષટ્સ્થલ કહે છે. લિંગના ભાવલિંગ, ઇષ્ટલિંગ અને પ્રાણુલિંગ, અને અંગના યોગાંગ, ભોગાંગ, અને ત્યાગાંગ એવા ભેદ હોઇ, તે દરેકના બે ભાગ પડ્યા છે. મહાલિંગ, પ્રસાદીલિંગ, ગુરૂલિંગ,

આચારલિગ, જગમલિંગ અને શિવલિંગ, અને ઐક્યાગ, શરણાગ, પ્રાણાગ, પ્રસાદાગ, મહેશાગ અને ભક્તાગ આજ તે પડ્ભેદ છે. છ લિંગની છ શક્તિ અને કલા છે મહાલિંગની ચિત્કલા, પ્રસાદી લિંગની પરાકલા, ગુરૂલિંગની જ્ઞાનકલા, આચારલિંગની ક્રિયાકલા, જગમલિંગની આદિકલા, અને શિવલિંગની ઇચ્છાકલા, એવી તે કલા છે છ અગની છ ભક્તિ છે ઐક્યાગની સમરસ ભક્તિ, શરણાગની આનદભક્તિ, પ્રાણાગની અનુભવભક્તિ, પ્રસાદાગની અવધાનભક્તિ, માહેશાગની નૈષ્ઠિકભક્તિ, અને ભક્તાગની સદ્ભક્તિ, આવી તે ભક્તિ છે આ છ ભક્તિના સાધનથી છ જાતના જીવોએ, છ પ્રકારના લિંગનો પટ્કલાનું જ્ઞાન કરી લેવાનુ, અને જ્ઞાનપ્રયોગથી લિંગાગ સામરસ્ય સાધવુ એજ લિંગાગી ધર્મનો સાર છે. અગ સ્થલના જે છ ભેદ ઉપર કહ્યા છે, તેનો અનુક્રમ નિચે પ્રમાણે છે ભક્ત, માહેશ્વર, પ્રસાદી, પ્રાણ, શરણ અને ઐક્ય, આ ક્રમ પ્રમાણે જ લિંગાગ સામરસ્ય સાધતા આવડશે તમામ જીવ શિવરૂપ છે, પણ શિવસાયુજ્યતા પામવા વાસ્તે ભક્ત થવુ જોઇએ જ્યાસુધી ભક્તસ્થલ પ્રાપ્ત થયું નથી ત્યાસુધી મનુષ્ય પણ પશુવત જ છે " त्यक्ताभिमानोदेहादौ भक्त इत्युच्यते बुधे । " દેહ વિગેરેનુ અભિમાન એટલે આહાર નિદ્રા ભય મૈથુન ઈત્યાદિની આસક્તિ છોડી પશુતાનો ત્યાગ કર્યા શિવાય ભક્તસ્થલ પ્રાપ્ત થતુ નથી વિદેહી બનીને શિવ સેવામા રત થવુ એજ ભક્તની કસોટી છે " तच्चित्तममल यस्य स वै माहेश्वर स्मृत । " શિવભક્તિથી જેનુ ચિત્ત નિષ્કલક થયુ તે માહેશ્વર છે " चित्तशुद्ध भवेद्यस्य स प्रसादी भवत्यसौ "

જેની ચિત્તશુદ્ધિ પૂર્ણપણે થઇ તે પ્રસાદી છે. શિવરૂપની કલ્પના આવવા સારૂ જીવ પ્રસાદી બન્યા શિવાય પાત્ર થતો નથી. ભક્ત કેવળ આત્મશુદ્ધિના માર્ગપર હોય છે. માહેશ્વરનું મન અકલંક થયેલું હોય છે, અને પ્રસાદી જીવનું મન દ્વંદ્વાતીત બનેલું હોય છે, એમ કહી શકાય. આવા સ્થિતપ્રજ્ઞ મનુષ્યને કર્મબંધન થશે નહિ, એ દેખીતું છે. અને તેથીજ "त्यक्त्वा जीवप्रभवञ्चाय लिंगात्मा प्राणलिंगकः।" જીવ બુદ્ધિનો પ્રભવ જેણે છોડયો તેજ પ્રાણાંગ છે, એમ કહ્યું છે. જીવ પ્રભવ ત્યાગ એટલે ભવપાશમુક્તિ અથવા પૂનર્જન્મનો અભાવ; આ અવસ્થા પ્રાપ્ત થવાને હજી બે સ્થલો જીવને પ્રાપ્ત કરવાનાં હોય છે; "शिवनित्यत्त्व निश्चिन्तस्त्त्वानदः शरणो भवेत्।" જીવનું નાશવંતપણું અને શિવનિત્યત્વની ખાત્રી થયાથી, જે સૃષ્ટિના વ્યવહાર વિષે નિશ્ચિન્ત હોય છે અને આત્માનંદમાં નિમગ્ન રહે છે, તે જ શરણ છે. વીરશૈવ સાધુસંતોને શરણ કહે છે. છેવટે "शिवजी वोभयभ्रान्तिरहितश्चैक्य उच्यते।" જીવશિવભેદની જેની ભ્રાન્તિ દૂર થઇ, તે ઐક્ય છે. આ જીવનમુકતની સ્થિતિ છે. તે જીવાત્માને ધન્ય છે! ભકતને સદ્ભકિતને લઇને લિંગની ક્રિયાકલા માલુમ થાય છે. માહેશ્વરને નૈષ્ઠિકભક્તિને લઇને જ્ઞાનકલા માલુમ થાય છે. પ્રસાદીને અવધાનભક્તિને લીધે આદિકલા માલુમ થાય છે. પ્રાણને અનુભવ ભક્તિને લઇને ઇચ્છાકલા માલુમ થાય છે. શરણને આનંદ ભકિતને લીધે ચિત્કલા સમજાય છે, અને ઐકયને સમરસભકિતને લીધે પરકલા પ્રાપ્ત થાય છે. આ ભકિત થવી એટલે જ યોગમાર્ગ છે. અને આ માર્ગથી જ્ઞાન

પ્રાપ્ત થયા પછી લિંગાંગ સામરસ્ય સધાય છે. અને માટે જ લિંગાંગી તત્ત્વજ્ઞાન જ્ઞાન અને યોગપ્રધાન છે. એમ કહેવાય છે.

જીવ અને ઇશ્વર આ બન્નેના સંબંધ વિષે ઉપર પ્રમાણે લિંગાયત તત્ત્વજ્ઞાનના ઉચ્ચ વિચારો છે. જીવ એ ઇશ્વરે ઉત્પન્ન કરેલા સૃષ્ટિમાંના બીજા પદાર્થોની જેમ એક પદાર્થ છે, એમ ક્રિશ્ચન, મહંમદી, અને પારસી તત્ત્વજ્ઞાન પ્રમાણે લિંગાયત તત્ત્વજ્ઞાન કહેતું નથી. રામાનુજાચાર્ય અને માધવાચાર્ય પ્રમાણે "જીવને ઇશ્વર સમીપતા છે પણ સાયુજ્યતા નથી, માટે તે ઇશ્વર સ્વરૂપ નથી. ઇશ્વરભકત અથવા દાસ અથવા પુત્રજ છે" એમ પણ લિંગાયત તત્ત્વજ્ઞાન કહેતું નથી. જીવ એ ઇશ્વરનોજ અંશ છે, તેને માયાને લીધે પશુપદ પ્રાપ્ત થયુ છે. તોપણ તેને પશુપતિપદ પ્રાપ્ત કરવું અશકય નથી. આ બાબતનું એકદમ સ્પષ્ટતાથી લિંગાંગી તત્ત્વજ્ઞાને નિરૂપણ કર્યું છે જીવની સંસાર-વૃત્તિ છુટી કે તે શિવ થાય છે અને તે વૃત્તિ પગલે પગલે છુટીને અનુક્રમે શિવપદ કેમ પ્રાપ્ત થાય છે, તે અહીંઆ વિસ્તારથી લખેલું છે. મોક્ષને ભક્તિમાર્ગ અને જ્ઞાનમાર્ગ સાધન છે, કે કર્મ પણ સાધન છે; આ બાબતનો નકામો વાદ જમવાને લિંગાંગી તત્ત્વજ્ઞાનમાં અવકાશ નથી. **લિંગાંગી મત જ્ઞાન અને યોગ-માર્ગ પર છે.** અને યોગમાં ભકિત અને કર્મ આ બંન્નેનો સમાવેશ થાય છે. કર્મ એટલે વૈદિક ક્રિયાકાંડ હોય તો તે વીર-શૈવોને નિષિદ્ધ છે. ઐહિક વ્યવહાર છેવટે છેવટે છૂટતો જવો જોઇએ. જ્ઞાન અને યોગ સાધનથી લિંગાંગી સામરસ્ય સાધવું શકય છે, અને આજ લિંગાંગી તત્ત્વજ્ઞાનનો સારસર્વસ્વ છે

## માનવ કર્તવ્ય.

તત્ત્વજ્ઞાન વિષેની ચર્ચામાં ત્રીજો અને ચોથો વિષય માણસ માણસનો સંબંધ અને મનુષ્યનો સૃષ્ટિ સાથે સંબંધ, આજ અનુક્રમ છે. આ બંન્નેનો વિચાર એક સાથે કરીએ. સર્વસૃષ્ટિ ઉપભોગવા માટે ઇશ્વરે નિર્માણ કરી, એ કલ્પના લિંગાયત તત્ત્વજ્ઞાનને એકદમ અમાન્ય છે. પંચમહાભૂતો અને ચૈતન્ય એનું મિશ્રણ એટલે જીવ છે, અને આ જીવસૃષ્ટિમાં લિંગાયત તત્ત્વજ્ઞાને વનસ્પતિનો પણ સમાવેશ કર્યો છે. ક્રિશ્ચન અને મહંમદી તત્ત્વજ્ઞાનીઓ પશુને આત્મા નથી એમ કહે છે. તો વેદાંતી તત્ત્વજ્ઞાન પથ્થરમાં પણ જીવ છે એમ કહે છે. પરંતુ લિંગાંગી તત્ત્વજ્ઞાન ઉપલા બંન્ને મતોથી જુદું છે. જડસૃષ્ટિને જડ કહેવાની દૃષ્ટિ જેમ આ તત્ત્વજ્ઞાને રાખી છે, તેમ જડ અને નિર્બુદ્ધ લાગનાર માનવેતર પશુસૃષ્ટિમાંનો જીવ ઓળખવાની બુદ્ધિ પણ દેખાડી છે. એટલે સૃષ્ટિમાંના પદાર્થનો વગર વિચારે ઉપભોગ કરવો એ જેમ ત્યાજ્ય છે. તેજ પ્રમાણે સૃષ્ટિક્રમાનુસાર વર્તવું એ પણ જરૂરીનું છે. આ સૃષ્ટિક્રમાનુસાર એક માનવીનો અન્ય માનવીઓ સાથે અને માનવેતર સૃષ્ટિ સાથે કેવો આચાર હોવો જોઇએ, તે ઠરાવેલું છે.

માનવ માનવોનું જે આચારોનું વિવેચન અહીંઆ કરવાનું છે, તે આચાર મોક્ષ સારૂ કે ધાર્મિક છે. રાજકીય, સામાજીક, નૈતિક, વિગેરે અન્ય વ્યવહારનું વિવેચન કરવાનું આ સ્થાન નથી. એ બાબતમાં આટલુંજ લખવું બસ છે કે લિંગાંગી તત્ત્વ-

જ્ઞાન અહિંસા, સત્ય અને સમતા, એ મહાન તત્ત્વોપર ઉભારેલું હોવાથી લિંગાયત સમાજનું રાજકારણ, સમાજકારણ, અર્થશાસ્ત્ર અને નિતિબંધારણ પણ ઉપરના ત્રણ તત્ત્વોને વિરોધી હોઇ શકે નહિ. એટલા માટે, શાઠય, કૌટીલ્ય, અસવ્યવહાર, કૃત્રિમ અને નિરાધાર ભેદ વિગેરે પ્રકાર વીરશૈવ રાજકીય, સામાજીક, આર્થિક, વિગેરે બાબતમાં દેખાઇ આવશે નહિ. લિંગાયત સમાજમાં જો આવા બનાવ જોવામાં આવતા હોય તો તે બીજા સમાજના સહવાસને લઇને થયું હશે તેમ સમજવું. તેવા બનાવ લિંગાંગી તત્ત્વજ્ઞાનને અમાન્ય છે. એ બાબતમાં મતભેદને પણ સ્થાન નથી.

માનવજાતિ પુરતું વિશ્વબંધુત્વ એ ખ્રિસ્તિ ધર્મનો ઢંઢક છે. મહંમદ પેગંબરને માનનારા તેટલાજ આપણા ભાઇ એમ માણસ માણસના વ્યવહારનો મહંમદી હુકમ છે. પારસી શિવાય સર્વ માનવીઓ ઝોરાસ્ટર પંથને અસ્પૃશ્ય છે. યજ્ઞ-માર્ગી વૈદિકોમાં તો ચાતુર્વર્ણ્યપદ્ધતિથી અરસપરસ વ્યવહારમાં લગભગ અમાનુષતા ઉત્પન્ન કરી છે. જૈન અને બૌદ્ધ મતાનુસાર માત્ર મનુષ્યનો અરસપરસ વ્યવહાર તો શું પણ મનુષ્યનો માનવેતર ચેતન સૃષ્ટિ સાથેનો વ્યવહાર પણ સમાન ઠરાવેલો છે. લિંગાંગી ધર્મની પણ તેજ દષ્ટિ છે. સર્વ વસ્તુ લિંગાંકિત કરવાની જે પદ્ધતિ છે, તેનો હેતુ આજ છે. સર્વ પ્રાણિ અથવા પશુ સરખાજ છે. આ સર્વ પશુ પશુપતિ બની શકે છે. આજ બાબત સર્વને લિંગધારણ કરવામાં તત્ત્વજ્ઞા-નીઓએ કલ્પેલી છે. અન્ય માનવો અને માનવેતર સૃષ્ટિ સાથે

વીરશૈવોનો કેવો વ્યવહાર હોવો જોઇએ, એ બાબત અષ્ટાવરણ અને પંચાચાર એ બન્ને પરથી સ્પષ્ટ થાય છે.

ગુરૂ, લિંગ, જંગમ, પાદોદક, પ્રસાદ, શિવમંત્ર, ભસ્મ અને રૂદ્રાક્ષ, એ આઠ આવરણો જેને છે તે લિંગાંગી છે; અને અષ્ટાવરણનો સર્વેને અધિકાર સરખો છે. સદાચાર, નિયતાચાર, ગણાચાર, ભૃત્યાચાર, અને લિંગાચાર એ પંચાચાર છે. માહેશ્વર ગુરૂ પાસેથી વીરશૈવદીક્ષા લઇ લિંગ ધારણ કરવું, નિત્ય ઇષ્ટલિંગનું પુજન કરવું. સ્વયં એટલે નિરીચ્છ જંગમનો સત્કાર કરવો, શુદ્ધ આહાર લેવો, અને શરીર પરના લિંગ નીજ પૂજા એટલે પિંડપૂજા કરવી એ સદાચાર છે. મોક્ષ દૃષ્ટિએ જોતાં સદાચારી લિંગાયતોનું ઉપર પ્રમાણે લક્ષણ છે. જે ગળામાંના લિંગ શિવાય બીજી કોઇપણ મૂર્તિનું પૂજન કરતા નથી, જે માહેશ્વર ગુરૂ અથવા અચ્યા જંગમનો સત્કાર અને ઇષ્ટલિંગ પૂજન વગર ચૂકે નિત્ય કરે છે, તેજ ખરેખરો વીરશૈવ છે. નિયતાચારના લક્ષણો નિચે પ્રમાણે છે. લિંગાગ સામરસ્યનો અનુભવ લેવો, ભાવલિંગ પૂજન કરવું, પર એટલે કર્માકર્માતીત વૃત્તિના ગુરૂની સેવા કરવી, જંગમને પોતાની સાથે જમવા બેસાડયા શિવાય આહાર ન લેવો, અને માનસપૂજાપદ્ધતિનો સ્વિકાર કરવો, એજ નિયતાચાર છે. જીવશિવૈક્ય સાધવા સારૂ આ નિયતાચાર ઠરાવવામાં આવેલો છે. આગમોનો અભ્યાસ કરવો, પ્રાણલિંગનું પૂજન કરવું, જંગમોની સેવા કરવી, જંગમ શિવાય આહાર ન રૂચવો, અને સર્વ ઠેકાણે શિવને કલ્પવા એ ગણાચાર છે. ભક્તથી અકયસુધી જે અંગોના

ષટ્સ્થલો કહ્યા છે તેમાંથી પસાર થવું તે ભૃત્યાચાર છે. શિવાચારનું પાલન, ગુરૂ ભક્તિ, લિંગધારણ, જંગમસેવા, શિવપ્રસાદ ગ્રહણ અને મહાલિંગપૂજા એ લિંગાચારનું લક્ષણ છે. આ પ્રમાણે પંચાચાર છે.

ઇશ્વર વિષે કલ્પના, ઇશ્વર અને સૃષ્ટિનો સંબંધ, માણસ માણસનો સંબંધ, માનવીનો ઇતર સૃષ્ટિ સાથે સંબંધ; એવા તત્ત્વજ્ઞાન વિષેના ચાર વિષયોનો વિચાર અત્યાર સુધી કરવામા આવ્યો. એ ઉપરથી લિંગાયતોની ઇશ્વર વિષે શું કલ્પના હોવી જોઇએ? સૃષ્ટ્યુત્પત્તિ બદલ તેમનો અભિપ્રાય શું? માણસ માણસના વ્યવહારમાં ધોરણ કયું, અને માનવેતર સૃષ્ટિ વિષે તેમની કલ્પના શું? આ ચાર મહત્વના પ્રશ્નોનો ખુલાસો થઇ શકે તેમ છે.

## ઉપસંહાર

ઉપલા સર્વ વિવેચનના ઉપસંહાર તરીકે લિંગાગી તત્ત્વજ્ઞાનનો નિચે પ્રમાણે ટુંકમા સાર થશે.

૧ લિંગાંગી તત્ત્વજ્ઞાન એ યજ્ઞમાર્ગી વૈદિક તત્ત્વજ્ઞાન કરતાં અથવા બ્રહ્મવિદ્યા કરતાં ઘણું પ્રાચીન છે. લિંગાંગી એજ તેનું જુનું નામ હોઇ વિશેષાદ્વૈત, વીરશૈવ, લિંગાયત વિગેરે હાલના એટલે યજ્ઞમાર્ગી વૈદિકોનું પ્રાબલ્ય થયા પછી જુદે જુદે વખતે કારણને લઇને, રૂઢ થયેલા નામો છે.

૨ સચ્ચિદાનંદ, નિત્યનિરંજન, નિર્ગુણ અને સદાપરીપૂર્ણ એવું એક જ સ્થલ છે.

૩ સર્વ સાક્ષિણી, સત્યસંપૂર્ણ, નિર્વિકલ્પ, એવી સ્થલનિર્દિષ્ટ માહેશ્વરી શકિત ને લઇને વિશ્વનું ચક્ર ચાલુ છે. વાસ્તે માહેશ્વરી શકિત મિથ્યા ન હોઇ, સત્યપૂર્ણ છે અને જુદી ન હોઇ સ્થલનિવિષ્ટ હોવાથી શિવશકિતને અદ્વૈતજ કલ્પી છે.

૪ સર્વ પ્રાણિમાત્ર પશુ અવસ્થામાં હોય તો તે પણ પશુપતિનોજ અંશ છે. એ અંગનું ( જીવનું ) લિંગ સાથે સામરસ્ય થવું એજ વીરશૈવોનું ધ્યેય છે.

૫ લિંગાંગી ધર્મને વેદાગમોપનિષદો પ્રમાણભૂત છે. આ તત્વજ્ઞાન યોગ અને જ્ઞાન પ્રધાન છે. સ્મૃત્યુકત યજ્ઞ વિગેરે ક્રિયાકાંડ આ ધર્મને માન્ય નથી.

૬ લિંગધારી જીવમાં સ્ત્રીપુરૂષ એ લિંગભેદ નથી અને વર્ણ ઇત્યાદિ જાતિભેદ નથી. સર્વ જીવ સમાન છે.

૭ લિંગાયતોએ અષ્ટાવરણ અને પંચાચાર પાળવા. ગુરૂ, લિંગ અને જંગમની પૂજા કરી તેમનો સમતાથી પ્રસાદ ગ્રહણ કરવો. રૂદ્રાક્ષધારણ અને ભસ્મલેપન કરવું. ઇષ્ટલિંગ શિવાય બીજાલિંગની પૂજા કરવાની જરૂર નથી. બીજી મૂર્તિઓની પૂજા તો શાસ્ત્ર નિષિદ્ધ છે.

૮ વીરશૈવોએ એકટાણુ કરવું નહિ અને મદ્યમાંસ તેમને ત્યાજ્ય છે.

૯ '**ૐ નમઃ શિવાય**' । અથવા '**નમઃ શિવાય।**' એ મંત્ર જપવો.

ઉપલા ઉપસંહારમાં તત્ત્વજ્ઞાનની સાથે કેટલાક ધાર્મિક આચાર પણ દીધા છે. આવતા પ્રકરણમાં ધર્મ્ય અને રૂઢ આચારોનું અને તેની યોગ્યાયોગ્યતાનું વિવેચન કરશું.



# પ્રકરણ ૩ જું.

## ધર્મ્ય અને રૂઢાચાર

કોઇપણ સંસ્કૃતિની પારખ સામાન્ય લોક બાહ્યદશ્ય પરથી જેટલી જલદી કરી શકે છે તેટલી બીજી કોઇપણ બાબત પરથી કરી શકતા નથી. એકાદી સંસ્કૃતિનું તત્ત્વજ્ઞાન સર્વોત્કૃષ્ટ હોય, પણ જો તે સંસ્કૃતિના લોકોમા તે તત્ત્વજ્ઞાન દેખાઇ આવે નહિ તો સામાન્ય લોકના ધ્યાનમાં તે બીલકુલ આવશે નહિ. યજ્ઞમાર્ગીઓનો વેદાંત સમજાતો નથી, તેનું કારણ આજ છે. તત્ત્વજ્ઞાન અદ્વૈતપર, વ્યવહારમા માત્ર પ્રત્યેક બાબતમાં ઘણોજ ભેદ. આવી સ્થિતિ હોઇ બાહ્ય વ્યવહાર પરથી તત્ત્વજ્ઞાનની કલ્પના કેમ થાય? પણ તત્ત્વજ્ઞાન અને વ્યવહારમાં આટલો ફેર હોય તો તે અપવાદ છે. ઘણે ભાગે દરેક સંસ્કૃતિનું તત્ત્વજ્ઞાન તે સંસ્કૃતિના અનુયાયીઓના આચારમા નજરે પડે છે. અન્ય સંસ્કૃતિના પ્રભાવથી રૂઢ આચાર જો કેટલીક બાબતમાં ઘણાજ ભિન્ન થયા હોય, તોપણ ધાર્મિક આચાર તો સંસ્કૃતિ નિદર્શક હોય છે. દાખલા તરીકે લિંગાંગી અને નિર્ગ્રંથ સંસ્કૃતિના પ્રભાવથી હિંસાત્મક યજ્ઞ નામશેષ થયા, તો પણ ધર્મના નામપર હિંસા કરવાનું કામ યજ્ઞમાર્ગી વૈદિક હજી ચલાવે છે. આ પ્રમાણે ધર્મ્ય અને રૂઢ એમ બે જાતના આચારો હોય છે. એ બંન્ને જાતના આચારોનું સૂક્ષ્મ નિરીક્ષણ કર્યાથી સંસ્કૃતિનાં તત્ત્વ-જ્ઞાનની પરીક્ષા થઇ શકે છે. ગયા પ્રકરણમાં અમે લિંગાયત

તત્ત્વજ્ઞાનનું વિવેચન કરેલું છે. હવે લિંગાયતોનાં ધર્મ્ય અને રૂઢ આચારોનું નિરીક્ષણ આ પ્રકરણમાં કરી વીરશૈવ સંસ્કૃતિ પર વધારે પ્રકાશ પાડવાનો વિચાર છે.

## લિંગધારણ અને ગર્ભદીક્ષા.

વીરશૈવ માનવીને જોતાંજ તે માણસ પાસે ઇષ્ટલિંગ છે, એમ એકદમ અજાણ્યા માણસને પણ ધ્યાનમાં આવશે. આ પરથી લિંગાંગ સામરસ્યને વીરશૈવ સંસ્કૃતિની દૃષ્ટિએ કેટલું મહત્વ છે, તે બાહ્ય આચારો પરથી કોઈને પણ ધ્યાનમાં આવશે. પુરૂષો પ્રમાણે સ્ત્રીઓ અને છોકરા તો શું પણ પાળેલા પશુ, પક્ષી અને બીજી નિત્ય ઉપયોગી અને પવિત્ર વસ્તુને પણ ઇષ્ટલિંગ બાંધેલું હોય છે. એ ઉપરથી લિંગૈક્ય સાધવાને બાહ્ય ભેદ આડા આવતા નથી એવી માન્યતા હોવી જોઇએ, એમ દેખાય છે. લિંગધારણાની દીક્ષા જીવ ગર્ભાવસ્થામાં હોય તે વખતે એટલે આઠમે મહિને કરવામા આવે છે. એ પરથી વીરશૈવોએ અલિંગી પ્રાણી જન્મેલો જોવો એ અપવિત્ર મનાય છે, એમ ચોકસ જણાય છે. આટલી ધ્યેય નિષ્ઠા બીજા કોઇપણ સમાજમાં જોવા મળશે નહિ. અન્ય ધર્મના બાલકો અમુક માબાપને પેટે જન્મ લીધાથી તે ધર્મના ગણાય છે. સુન્નત થઇ એટલે મુસલમાન અને બૅપ્ટિસ્મા દીધો એટલે ક્રિશ્ચન કહેવાનો. યજ્ઞમાર્ગી બ્રાહ્મણોને ઉપનયન સંસ્કાર થતા સુધી ધર્મ હોતો નથી અને તેજ સ્થિતિ ત્રણ વર્ણોની છે. એવા હિંદુ અસંખ્ય છે કે જેમના પર ધાર્મિક સંસ્કાર કોઇકજ વખતે થાય છે. પણ વીરશૈવોની તેવી સ્થિતિ નથી. વીરશૈવ

બાલક જન્મથીજ લિંગી જન્મે છે. અને પાંચમે દિવસે તેને લિંગાંગી કરવામાં આવે છે. આગળ સાતમે વર્ષે તે સમજવા લાગ્યા પછી ગુરૂ પાસેથી ષટસ્થલ, અષ્ટાવરણ, પંચાચાર, વિગેરે તાત્વિક મુદ્દાનું જ્ઞાન કરાવવામાં આવે છે. એ ઇષ્ટલિંગ તે જીવ છોડી લિંગૈકય પામ્યા પછી તે દેહ સાથે જડવત્ ભુમિગત કરવામાં આવે છે, એટલે તે છેવટ સુધી તેની સાથે હોય છે. આ પ્રમાણે વીરશૈવોની ' ગર્ભદીક્ષા અને લિંગાંગીપણું એ બે ધર્મ્ય અને રૂઢ આચાર પરથી વીરશૈવ સંસ્કૃતિની ઘણીજ હકીકત માલુમ થાય છે. ઇષ્ટલિંગ જો ખોવાય અથવા તો તેનું અપમાન થાય, તો દેહાન્ત પ્રાયશ્ચિત લેવાની આજ્ઞા વીરશૈવ ધર્મ ગ્રંથમાં છે, અને તે આજ્ઞા આજ-' સુધી અનેક મહાન શિવયોગીઓએ પાળેલી છે. આ ઉપરથી લિંગાંગીપણાને કેટલું મહત્વ છે, એ દેખાય છે. પારસીઓના કુસ્તી પ્રમાણે અથવા યજ્ઞમાર્ગી વૈદિકોના જનોઇ પ્રમાણે ઇષ્ટ-લિંગ એ કોઇપણ કાર્યનું નિદર્શક ન હોઇ ધ્યેયનું ચિન્હ છે. વાસ્તેજ તેને એટલું મહત્વ છે. ' લિંગધારણાની ગર્ભદીક્ષા એ લિંગાયતોના અદ્વિતીય આચાર પરથી લિંગાંગીપણાનું મહત્વ દેખાય છે.

## દશ કર્મ અથવા સંસ્કાર

આર્યોના સોળ સંસ્કાર પ્રસિદ્ધ છે. એ સર્વ સંસ્કારો જેના ઉપર થાય છે તેવા યજ્ઞમાર્ગી વૈદિક ઘણાજ થોડા મળશે. તોપણ તેમનામાં સોળ સંસ્કાર માન્યા છે. વીરશૈવોમાં દશ કર્મો છે. તે દશ કર્મો નિચેના દશ સંસ્કાર સાથે મળે છે. ગર્ભાધાન,

પુંસવન, સીમન્તોન્નયન, જાતકર્મ, નામકરણ, નિષ્ક્રમણ, ચૌલ, વિદ્યારંભ, દીક્ષા અને વિવાહ; જે છ સંસ્કાર વીરશૈવોમાં નથી તે નિચે પ્રમાણે છે. અનવલોભન, આંદોલારોહણ, દુગ્ધ-પ્રાશન, સૂર્યચંદ્રાવલોકન, કર્ણવેધ અને અંત્યેષ્ટિ. જીવ શિવૈકય પામ્યા પછી જડદેહને કંઇપણ મહત્વ નથી. શિવાય લિંગ-દીક્ષાનો સંસ્કાર તે દેહને થયેલો હોવાથી મૃત શરીરને અંત્યેષ્ટિ સંસ્કારની જરૂર નથી. ખ્રિસ્તિ અને મુસલમાનોના આત્માને કુમ્સડે અને કયામત દિવસ સુધી કબરમાં પડી રહેવાનું હોય છે, તેથી તેમના શબો પર સંસ્કાર કરવા પડે છે. પુત્રે અગ્નિ અથવા માટી દીધા શિવાય ગતિ નથી એવી યજ્ઞમાર્ગી વૈદિકોમાં માન્યતા હોવાને લીધે તેમનામાં અંત્યેષ્ટિ છે. પણ વીરશૈવોમાં તેવી કોઇ જાતની કલ્પના ન હોવાથી અંત્યેષ્ટિનો સંસ્કાર તેમ-નામાં નથી. શિવૈકય પામ્યા પછી મૃત દેહને કંઇજ મહત્વ નથી. તેજ પ્રમાણે લિંગભૂષીત શરીર હોવાથી બીજા ભૂષણોની જરૂર નથી. તેથીજ વીરશૈવોમાં કર્ણવેધ સંસ્કાર નથી; તોપણ કેટલાક વીરશૈવો કાન ટોચાવી રૂદ્રાક્ષ ધારણ કરે છે. એ કંઇ ધર્મ વિરૂદ્ધ નથી. પણ કર્ણવેધ સંસ્કાર ધર્મ્ય નથી. બીજા ચાર સંસ્કારો કેવળ દેખાદેખીના છે. તે કોઇ દેખાદેખીથી કરે છે તો કોઇ કરતા નથી. હવે દશ કર્મનો વિચાર કરીએ. ગર્ભાધાન અને પુંસવન વિધિ ધર્મ્ય માન્યા છે. સીમન્તોન્નયન અને જાતકર્મ લૌકિક છે, કોઇ કરે છે તો કોઇ કરતા નથી. નામકરણ અને નિષ્ક્રમણ પાળવામાં આવે છે. ચૌલ સંસ્કાર ગેરસમજને લઇને કર્નાટકમાં કેટલેક ઠેકાણે કોઇ કરતા નથી. તે સંસ્કાર વીરશૈવ ધર્મ વિરૂદ્ધ છે, એવી તેમની

માન્યતા થઇ છે. પણ ચૌલ સંસ્કાર વીરશૈવાગમ પ્રણીત છે. તે બદલ શંકાજ નહિ. ભણનારની સંખ્યા વીરશૈવોમાં વધારે હોવાથી વિદ્યારંભ સંસ્કાર ઘણા જ થોડાને થાય છે. દીક્ષા અને વિવાહ એ બંન્ને સંસ્કાર માત્ર દરેક વીરશૈવને થાય છે.

## મઠ સંસ્થા અને ગુરૂપૂજા

દરેક આસ્તિક માણસ પોતપોતાના ધર્મ પ્રમાણે દેવાલયમાં, ચર્ચમાં અથવા મશીદમાં જાય છે. લિંગભક્ત આસ્તિક વીરશૈવોના શરીર પર ઇષ્ટલિંગ હોવાને લીધે તેને બીજે કોઇ ઠેકાણે જવાની જરૂર નથી. તોપણ વીરશૈવ મઠમાં જતો દેખાય છે., એનું કારણ તેની ગુરૂભકિત છે. વીરશૈવ સમાજમાં ગુરૂભક્તિના જેટલી તિવ્રતા દેખાય છે તેટલી તો બીજા કોઇપણ સમાજમાં નથી એમ કહ્યાથી અતિશયોક્તિ થશે નહિ. દરરોજ ગુરૂ, લિંગ અને જંગમનું પૂજન કરવું એ વીરશૈવોની નિત્ય ધાર્મિક વિધિ છે. ગુરૂનું પાદોદક, ઇષ્ટલિંગનું તિર્થ, અને જંગમનો પ્રસાદ, લીધા શિવાય વીરશૈવ એક દિવસ પણ પસાર કરશે નહિ. ઇષ્ટલિંગને અને ગુરૂજંગમને અર્પણ કર્યા શિવાય કોઇપણ વસ્તુનો સ્વિકાર કરવો નહિ અને ઇષ્ટલિંગ અને ગુરૂનું સ્મરણ કર્યા વગર કોઇપણ કામની શરૂઆત કરવી નહિ એવો વીરશૈવોમાં રીવાજ છે. એ રૂઢાચારથી દરેક વીરશૈવની ધર્મનિષ્ઠા તો દેખાય છે; અને તે શિવાય ધર્મ પ્રચારક ગુરૂ વર્ગને વીરશૈવ ભક્ત વર્ગની કેટલી મદદ થાય છે, તે પણ દેખાય છે. કુરાનમાં અથવા મનુસ્મૃતિમાં પ્રાપ્તિનો કેટલોક

ભાગ ધર્મ ગુરૂને દેવાની આજ્ઞા છે, તે આજ્ઞા કેટલાક માને છે, તો કેટલાક માનતા નથી પણ વીરશૈવોમા ઉપલા પ્રકારનો ધાર્મિક કર ન હોઈ, ધર્મગુરૂ એ પોતાના કુટુબનો એક માણસ છે, એવી ભાવનાથી ગુરૂ વર્ગને દરેક વીરશવના મિલ્કતનો ભાગીદાર બનાવવામા આવ્યો છે. ધર્મચુસ્ત લોક આવો કર દેવા ના કહી શકે પણ ઘરના માણસને–ગમે તેટલો નાપસદ હોય તો પણ–તે કાઢી શકતા નથી વાસ્તે ઉપર પ્રમાણેની યોજના કરવાની કુશળતા અને બુદ્ધિ ચાતુર્ય અપૂર્વ છે, એમ કહ્યા વગર રહે વાતુ નથી પણ કુલગુરૂ પ્રમાણે અથવા ઘરના પુજારી પ્રમાણે માહેશ્વર ગુરૂ વર્ગ ઘરમા વાસ કરી રહેતા નથી તેમજ ઉપાધ્યાય પ્રમાણે ગૃહસ્થના તે આશ્રિત પણ માનવામા આવતા નથી તેમને પવિત્ર અને પુજ્ય ધર્મગુરૂ માનવાના આવે છે અને તેનુ રહેવાનુ ઠેકાણુ મઠમાજ હોય છે કર્નાટકના કેટલાક ગામોમા પચાચાર્ય મઠના ( હીરેમ૦ ) કેટલાક ગુરૂ વિવાહીત હોય છે તોપણ તેમના માન મરતબામા કઈ ફરક પડતો નથી બ્રહ્મચારી ગુરૂનો પ્રભાવ વિવાહીત ગુરૂ કરતા કેટલીક બાબતોમા વધારે હોય, તે સ્વાભાવિક છે એકદરે વીરશૈવોની ગુરૂભક્તિ ઘણા કડકરૂપમા દેખાય છે અને ગુરૂ વર્ગને લઇને વીરશૈવોમા ધર્મભક્તિ પણ તેવી જ છે

## શ્રમજીવનની મહત્તા

વીરશૈવોમા ભિક્ષાવૃત્તિને ધાર્મિક સ્વરૂપ ન હોવાથી શ્રમ જીવીને ઘણુંજ મહત્વ છે "બ્રાહ્મણુની મુખ્ય દીક્ષા માગવી જોઇએ ભિક્ષા" એવી આજ્ઞા વીરશૈવોમા નથી બૌદ્ધ અને

જૈન ગુરૂને તો ભિક્ષાવૃત્તિ અનિવાર્ય છે. તેમના ધર્મગુરૂને ભિક્ષુ જ નામ છે. યજ્ઞમાર્ગી વૈદિકોમાં ભિક્ષાવૃત્તિ ગુરૂવર્ગને અવશ્યની માનેલી ન હોય તો પણ તેને ભૂષણભૂત માનવામાં આવી છે. અને તેથી હિંદુસ્થામાં ૬૦/૭૦ લાખ બાવા વેરાગી કેવળ ભિક્ષા ઉપર જીવન ગાળે છે. અને આવો વર્ગ તેમને ગમતો ન હોય, તો પણ સમાજ તેને પોષે છે. કાયદાથી ઘેરઘેર ભીખ માગવાની મનાઇ કરવાનું હાથમાં લીધાથી પંડીત માલવીયા જેવા વિદ્વાન વિરોધ કરવા ઉભા રહે છે, એટલું તેને ધાર્મિક મહત્વ છે. મુસલમાનોમાં પણ લગભગ તેવીજ મનોવૃત્તિ છે. લિંગાયતોમાં ઘેર ઘેર ફરીને ભીખ માગનારો વર્ગ બીલકુલ નથી એમ નથી. પણ ભિક્ષાવૃત્તિને ધર્મ્ય માની નથી. જે કોરાન્ન અને રાંધેલી ભિક્ષા માંગવામાં આવે છે અથવા આવતી હતી, તે પણ મુસાફરો સારૂ, વિદ્યાર્થિઓ સારૂ, અને અનાથ અબલા સારૂ હોય છે, માત્ર પોતાનું પેટ ભરવા સારૂ હોતી નથી. એ બાબત ધ્યાનમાં લેવા જેવી છે. વીરશૈવ સંસ્કૃતિએ ભિક્ષાવૃત્તિથી થતી નુકસાની ઓળખી એજ તેની વિશેષતા છે. આજસુધી જેટલા વીરશૈવ સંતો થઇ ગયા તેમાંના ઘણાખરાએ પ્રમાણિક ધંધો કરીને ઉપજીવિકા કરી હતી, એવું વાંચવામાં આવે છે. ઘણોજ અલ્પ સંખ્યાંક ગુરૂવર્ગ ધંધા વગર હતો, અને છે. આવો વર્ગ નિરીચ્છ વૃત્તિનો અથવા ધર્મકાર્યમાં ગરક થવાથી તેમને ધંધો કરવો અશક્ય હતો અને એમનો સત્કાર વીરશૈવ ગૃહસ્થ તેમને સાથે બેસાડી કરતા હતા અને કરે છે. ભિક્ષાવૃત્તિ ધર્મ્ય માનનારો વર્ગ પણ ભિક્ષાવૃત્તિવાળાઓની અવહેલના રખવાયા કુત્રાની જેમ કરે છે. પણ વીરશૈવ ગુરૂવર્ગ મુખ્યત્વે

કરીને શ્રમજીવી હોવાથી ભિક્ષાવૃત્તિથી રહેનાર થોડાક ગુરૂવર્ગની બરદાસ્ત વીરશૈવ સમાજ સારી રીતે કરી શકે છે. પ્રમાણિક ધંધા પર ઉપજીવિકા ચલાવવાનું વિશેષ મહત્વ વીરશૈવ સમાજમાં હોવાને લીધે કાર્યક્ષમ અને કલાવંત લોકો વીરશૈવ સમાજમાં વધારે જન્મે છે, એમ કહેવાને કંઇ વાંધો નથી. કલાકૌશલ્ય, વેપાર, કાવ્યલેખન વિગેરે સર્વ ધંધામાં અત્યંત નિપુણ એવા લોક વીરશૈવ સમાજમાં પહેલાં ઘણા થઇ ગયા છે. અને હાલમાં પણ કોઇપણ ધંધામાં વીરશૈવ જલદી તૈયાર થાય છે, એમ નજરે પડયું છે. કર્નાટકમાં હજી પણ ઘણા જ ધંધા અને કલાકૌશલ્ય ઉચ્ચ પ્રકારના જોવામાં આવે છે. એનું કારણ લિંગાયતની કુશળ બુદ્ધિ છે. તાત્વિક ચિકિત્સામાં પણ લિંગાયતોએ નામ રાખ્યું છે. લિંગાયત ખેડુત હિંદુસ્થાનના કોઇપણ ભાગના ખેડુત કરતાં વધારે હુશિયાર અને કાર્યક્ષમ હોય છે, એવો યુરોપીયન તજ્ઞોએ મત દીધો છે. અને લિંગાયતોના ખેતીવાડીનું કામ અને ઓજારો જોઇ, ઉપલી સત્યતાની કોઇને પણ ખાતરી થયા વગર રહેશે નહિ.

## દયાભાવ અને શીલ.

અહિંસા વૃત્તિ માટે જૈન અને લિંગાયત આ બેજ સમાજ પ્રસિદ્ધ છે. કારણ આ બે વર્ગ જેટલો બીજો કોઇપણ વર્ગ અહિંસક નથી. જાનવરો પર ખેડુતનું પ્રેમ પુત્ર જેવું હોય છે, એ પ્રસિદ્ધ છે. પણ લિંગાયત ખેડુતની દયાભાવને તો સીમાજ નહિ. ઘણા લિંગાયત ખેડુતો ચાબકા વાપરતા નથી. જાનવરોને નાથ નાખતા નથી. ગાડીમાં ઘણો બોજો

લાદતા નથી. સોમવારે ઘણી જરૂરી હોય તો પણ જનાવરોને કામમાં લગાડતા નથી; આવી સ્થિતિ કર્નાટકમા ચારેબાજુ જોવામાં આવે છે. ગુજરાત દેશ અહિંસા પ્રધાન માનવામાં આવે છે, પણ ત્યાંના ખેડુતની રીત લિંગાયત ખેડુતની જેવી ન હોઇ બીજા ભાગના ખેડુત જેવી જ છે. વીરશૈવોમાં વેપારી અને ખેડુત વર્ગના ઘણાખરા લોક છે. ખેડુત વર્ગનું વર્ણન ઉપર કર્યું છે. વેપારી વર્ગની બાબતમાં પણ એજ નજરે પડશે. કચ્છી, ગુજરાથી, મારવાડી અને તેલંગી વિગેરે બીજા કોઇ પણ વેપારી વર્ગની સાથે સરખાવતા વીરશૈવ વેપારી વધારે માણસાઇથી વર્તન કરે છે, એવો અનુભવ હંમેશાં આવે છે. વીરશૈવ પેઢીવાલો, સાવકાર, ફેરીવાલો, અને વાણીયો, બીજા વેપારી કરતા વધારે પ્રમાણિક હોય છે. મારવાડી, કચ્છી, અને ગુજરાતી, તો શું પણ હાલમાં વેપાર ધંધામા પડેલા દક્ષિણી બ્રાહ્મણો પણ સમાજમાં અપ્રિય થયા છે. અને તેઓની કોર્ટમાં બે આબરૂ થાય છે. પણ વીરશૈવ વેપારીના પ્રાચીન આબરૂને હજી કલંક લાગ્યો નથી. ખેડુત અને વેપારી પ્રમાણેજ વણકર, રંગારી, સુતાર અને લુહાર વિગેરે વીરશૈવ ધંધો કરનાર તેજ ધધો કરનાર અન્ય ધર્મીય કરતાં વધારે કુશળ, પ્રમાણિક, સ્વચ્છ, વિનયી અને સદાચારી નજરે પડે છે. માહેશ્વર ગુરૂ વર્ગની પણ વાત તેવી જ છે. પુસ્તક પાંડિત્યમાં કદાચ બ્રાહ્મણો કરતાં માહેશ્વર પઢેલ ગુરૂનું પ્રમાણ ઓછું હશે, પણ ધર્મગુરૂના આવશ્યક ગુણોમા બીજા કોઇપણ ધર્મગુરૂના વર્ગથી વીરશૈવ ગુરૂવર્ગ હારશે નહિ, એમ અમે સ્વાભિમાનપૂર્વક કહીએ

છીએ. યજ્ઞમાર્ગી વૈદિકોના ગુરૂ બ્રાહ્મણ; તેમનું પણ માન હિંદુસ્થાનમાં કેટલું રહ્યું છે તે જગજાહેર છે, અને એનું કારણ તેમની અહંતા અને તુચ્છઠાપણું છે. મુસલમાન ગુરૂ વર્ગ અસહીષ્ણુ હોય છે. ખ્રિસ્તિ ધર્મગુરૂની હાલમાં સર્વ બાજુએથી સ્તુતિ થાય છે. લૌકિક દ્રષ્ટિએ તે સ્તુતિને પાત્ર થતા હશે, પણ ધાર્મિક દ્રષ્ટિએ તેમની નાલાયકી તેટલીજ પ્રસિદ્ધ છે. ઢોંગીપણાને કે ચાલાકીને ખ્રિસ્તિ મીશનરીની ઉપમા આપવામાં આવે છે. પારસી ધર્મગુરૂની કિંમત કુલગુરૂ કરતાં વધારે જોવામાં આવતી નથી. જન ધર્મગુરૂ પોતાનું માન સંભાળીને છે. પણ એમનાથી વિશેષ લૌકિક કાર્ય થતું નથી. અને જે જૈન મુનિ લૌકિક સાધુ થાય છે, તેમનું માન રહેતું નથી, આવી સ્થિતિ જૈન સમાજમાં છે. વીરશૈવ ધર્મગુરૂ એકંદરે જેટલા સન્યસાચી અને સમાજ સાથે એકજીવ થયા છે તેટલા બીજા કોઇ પણ ધર્મના ગુરૂ નથી; એમ કહેવામાં હરકત નથી. આનું કારણ શરૂઆતમાં કહ્યા પ્રમાણે વીરશૈવ ગુરૂવર્ગ એ વીરશૈવ ભક્તવર્ગના કુટુંબનો જ એક અવયવ છે, અને તે તેમ હોઇ, ફરીથી અલિપ્ત અને સ્વતંત્ર છે તેજ છે. હવે કોઇપણ માનવી સંસ્થા તદ્દન નિર્દોષી નથી. એ દ્રષ્ટિએ જોતાં માહેશ્વર ગુરૂવર્ગમાં દોષ નથી, તેમ નથી. પણ ઉપરનું વિવેચન તુલનાત્મક દ્રષ્ટિએ કરેલું છે અને તે અમારા અનુભવ પ્રમાણે અબાધિત છે.

## ધાર્મિક સમતા.

વીરશૈવ સમાજની હજી એક વિશેષતા એ ધાર્મિક સમતા

છે. લિંગી તેટલા સર્વ સમાન આજ વીરશૈવોની ભાવના હોય છે. જાતિભેદ અને લિંગભેદ તો શું પણ માનવ માનવેતર એવો ભેદ પણ માનવામાં આવતો નથી; એનો અર્થ સબગોલકંાર વીરશૈવોને અપેક્ષિત છે અથવા તે અવ્યવહાર્ય છે એમ પણ નથી. કારણુ લિંગાયતો જેટલા બીજા કોઇપણ જાતિનિષ્ટ અને શુચિર્ભૂત નથી એમ પણ કહી શકાય. તો પણ લિંગાયત ધાર્મિક દ્દષ્ટિએ જાતિભેદ, લિંગભેદ વિગેરે ભેદ માનતા નથી, એમાં તો શંકાજ નહિ. જેટલા સંસ્કાર પુરૂષોને થાય છે, તેટલાજ સ્ત્રીઓને થાય છે. યજ્ઞમાર્ગી વૈદિકોની જેમ સ્ત્રીઓને વીરશવ સંસ્કૃતિએ હલકી લેખી નથી, અથવા દિગંબર જૈનો પ્રમાણે તેઓને મોક્ષને અનધિકારી માની નથી. ધાર્મિક દ્દષ્ટિએ સ્ત્રીઓને સમાન દરજ્જો હોવાથી, વ્યવહારમાં બીજી કોઇપણ સ્ત્રી કરતાં લિંગાયત સ્ત્રી વિશેષ સુધરેલી દેખાય છે. કલાકૌશલ્ય, કાવ્યલેખન, અને બીજા સર્વ વ્યવહારમાં લિંગાયત સ્ત્રીઓ પુરૂષો જેટલી જ ચમકેલી દેખાય છે. એનું કારણ લિગાયતોની લિંગભેદાતીત ધાર્મિક સમતા છે. લિંગાયત સમાજ જાતિભેદાતીત છે. તોપણ રોટીબેટી વ્યવહારના બંધનોને પણ માને છે. આ પ્રમાણે વર્ણાશ્રમ ધર્મનું સારૂં તેટલુંજ લિંગાયત સમાજમાં હોવાથી, લિંગાયત સમાજમાં જાતિભેદ હોઇ, જાતનો અંદર અંદરનો વાદ નથી. કારણ કોઇપણ જાતને બીજી કોઇપણ જાત કરતાં ઉચ્ચ માનવામાં આવી નથી. ઉચ્ચનિચની કલ્પનાથી યજ્ઞમાર્ગી વૈદિકોમાં જાતજાતમાં અદેખાઇ ઉપ્તન્ન થઇ છે. વીરશૈવોમાં આ ઉચ્ચનિચ ભાવનાજ નથી. ગુરૂવર્ગ, લિંગાયતના કોઇપણ જાતના માણસને ત્યાં શિવપ્રસાદ

લેવા જાય છે. એકંદરે જાતિભેદ એ આહારશુદ્ધિ અને ક્ષેત્રશુદ્ધિ માટે જ માનવામાં આવે છે. ઉચ્ચનીચના ભાવનાને લઈને નહિ.

યજ્ઞમાર્ગી વૈદિકો પ્રમાણે વીરશૈવોમાં સ્વતંત્ર જન્મજાત ગુરૂવર્ગની હોવા છતાં ગુરૂવર્ગની ભક્તવર્ગ સ્પર્ધા કરતા નથી, અથવા તો તેનો દ્વેષ કરતા નથી. એ બાબત બ્રાહ્મણ બ્રાહ્મણેતરના વાદના સમયમાં તો વિશેષ ધ્યાનમાં લેવા જેવી છે. યજ્ઞમાર્ગી બ્રાહ્મણોમાં જેમ જન્મજાત હોય છે તેમ માહેશ્વર વર્ગ ઘણે ભાગે જન્મથીજ માનવામાં આવે છે. તોપણ કોઇ બ્રાહ્મણેતર બ્રાહ્મણ જેમ થઇ શકતો નથી, તેમ કોઇપણ ભક્ત માહેશ્વર થઇ શકતો નથી તેવું નથી. યજ્ઞમાર્ગી બ્રાહ્મણોએ જે પ્રમાણે સર્વ ગુણોનો અને નિતિનો જાણે પોતાનોજ હક્ક છે એમ સમજી બ્રાહ્મણેતરમાંના ધાર્મિક અને નૈતિક શ્રેષ્ઠ પાયરીએ પહોંચેલા વ્યક્તિઓનો ઘણા પ્રાચીન સમયથી છળ કર્યો તે પ્રમાણે વીરશૈવ ગુરૂવર્ગે કર્યું નથી; વાસ્તે જ ધર્મગુરૂનો દ્વેષ વીરશૈવોને થયો નથી. સંસ્કૃતિ રક્ષણ અને પ્રસારનું કામ અમારૂં છે, અને તે સંસ્કૃતિનો સર્વ હક્ક અમને કંઇ દીધો નથી એ જાણીને ભક્ત વર્ગમાંના શ્રેષ્ઠ લોકોની મર્યાદા ગુરૂવર્ગે રાખી. યજ્ઞમાર્ગી વૈદિકોમાં જેટલા સંત મહાત્મા થઇ ગયા તે સર્વેનો છળ બ્રાહ્મણોએ કર્યો. પણ વીરશૈવ મહાનુભાવોનો છળ માહેશ્વરોએ કર્યો નથી. વીરશૈવ ગુરૂઓની ધાર્મિક સમભવનાનું જ આ પરિણામ છે.

## પંચ સૂતક.

ઉપર કહ્યા પ્રમાણે વીરશૈવ જેટલા શુચિર્ભૂત કદાચ કોઇપણ

ન હોય તોપણ પંચસૂતક વીરશૈવ સમાજને માન્ય નથી. સુવાવડની વખતે અને ત્યાર પછી જે એકાંતવાસ અને સ્વચ્છતાની જરૂર છે, તે લિંગાયતોમાં દક્ષતાપૂર્વક રાખવામા આવે છે. પણ વૃધીસૂતક એટલે અસ્પૃશ્યતા માનવામા આવતી નથી. બીજો રજસ્વાળા દોષ એ પણ શિવપૂજા વિગેરે ધર્મકાર્યોમાં માનવામાં આવતો નથી. લૌકિક વ્યવહારમાં કોઇ રજસ્વળા દોષ પાળે છે, તો કોઇ પાળતી નથી. પણ આરોગ્ય શાસ્ત્રના દૃષ્ટિએ જોતા તે પાળવાની ઘણી જરૂર છે, એમ અમે માનીએ છીએ. રજસ્વળાએ ચાર દિવસની હક્કની રજા લેવી એ તેણીને આરોગ્યના અને સમાજ સ્વાસ્થ્યના દૃષ્ટિએ જરૂરીનું છે. ધર્મકાર્યો કરવામાં રજસ્વળા સ્રીને લિંગાંગી ધર્મશાસ્ત્રે પ્રતિબંધ કર્યો નથી. પ્રાચીન કાળમાં યજ્ઞમાર્ગી વૈદિક સ્રીઓ પણ ધર્મકાર્યોમા રજસ્વળા દોષ પાળતી ન હતી; એમ ઘણા દિવસ ચાલનારા યજ્ઞોના વર્ણનો પરથી દેખાય છે. પણ હાલમાં સ્રીઓને ધર્મકાર્યનો અધિકારજ યજ્ઞમાર્ગી માનતા નહિ હોવાથી સ્રીઓને રજસ્વળા દોષ સમયે ધર્મકાર્ય નિષિદ્ધ ઠરાવવામાં આવ્યું છે. ત્રીજો દોષ ઉચ્છિષ્ટનો માનવામાં આવતો નથી. પણ તે શિવ અને ગુરૂપ્રસાદ પુરતોજ સમજવો. ગમે તેનું ઉચ્છિષ્ટ ગમે તેણે ખાવું એ આરોગ્ય દૃષ્ટિએ અહિતકારક છે. અને કોઇપણ ધર્મ તેને મનાઇ કર્યા વગર રહે નહિ. ચોથો ચંડાલ દોષ એટલે અસ્પૃશ્યતા. સાંપ્રદાયિક અસ્પૃશ્યતાને વીરશૈવ સંસ્કૃતિમાં સ્થાન નથી. અસ્પૃશ્યને અડયાથી સ્નાન કરવાની જરૂરી લિંગાયતોને નથી. કારણ લિંગધારી સદા શુદ્ધ હોય છે. ધંધાપરથી લિંગાયતોમાં પણ અસ્પૃશ્યતા હોઇ શકે, પણ નીચતા દેખાડનારી અસ્પૃશ્યતાને વીરશૈવ સમાજમાં સ્થાન નથી.

કારણ કોઇ પણ લિંગધારી હલકો અથવા નીચ નથી; માટે કાયમ વાસ્તે અસ્પૃશ્ય કોઇ નથી. આરોગ્ય રક્ષણ સારૂ માનવામાં આવતી અસ્પૃશ્યતા જરૂરીની છે, તે વાસ્તે વાદ નથી. પાંચમો સૂતક દોષ એ પણ લિંગાયત પાળતા નથી. શબની બાબતમાં આરોગ્ય દૃષ્ટિએ જે કંઇ અસ્પૃશ્યતા પાળવી જરૂરીની છે, તે તો સમાજ જ્ઞાનપૂર્વક પાળે છે. પણ વીરશૈવ સમાજ યજ્ઞમાર્ગી વૈદિકો અને પારસીઓમાં જેવી રીતે અસ્પૃશ્યતા પાળવાનો રીવાજ છે તેમ પાળતા નથી. મૃત્યુ પામેલા માણસનો આત્મા દસ દિવસ મૃત્યુ લોકમાં પોતાના માણસોમાં ફરે છે, તેવા અનેક કારણોથી સૂતક પાળવાના કારણને પુષ્ટિ દેવામાં આવે છે. અને સગપણના નજીક દૂર પણાના સંબંધ પ્રમાણે સૂતક પણ ઓછુંવત્તું પાળવાનો નિયમ ધર્મ ગ્રંથમાં પ્રસિદ્ધ છે. પણ વીરશૈવોમાં ઉપર પ્રમાણે માન્યતા ન હોવાથી સૂતક પાળવાની તેમને જરૂરીઆત જણાતી નથી. તેથીજ પંચસૂતક પાળવામાં આવતું નથી. માટે અન્ય હિંદુઓ લિંગાયતોનો ઉપહાસ કરે છે. પણ તે સૂતકો પાળવા કેવા નિરર્થક અને મુર્ખપણાનું કૃત્ય છે, એ ઉપલા વિવેચન પરથી કોઇના પણ ધ્યાનમાં આવશે. વૃધી અને સૂતક પાળવું એ તાત્વિક દૃષ્ટિએ કેવું નિરર્થક છે, તે ઉપર બતાવ્યું છે. વ્યવહારમાં યજ્ઞમાર્ગી વૈદિકોમાં પણ ઘણા થોડા લોક તે હાલમાં પાળે છે. રજસ્વલાદોષ ધર્મકાર્યોની આડો આવતો નથી, પણ તે કેવળ વૈયક્તિક અને સામાજીક આરોગ્ય રક્ષણ સારૂ પાળવાનો છે. ઉચ્છિષ્ટ દોષ પણ સ્વચ્છતા ખાતર પાળવાનો છે. કોઇપણ વ્યક્તિનો અથવા જાતનો વિનાકારણ સ્પર્શ દોષ માનવો એ

કેટલું અપમાનકારક અને ભૂલભરેલું છે, તે હાલમાં સર્વ હિંદુઓના ધ્યાનમાં આવવા લાગ્યું છે. એકંદરે વીરશૈવોમાં પંચસૂતકદોષ પાળવામાં આવતા નથી તે યથાર્થ છે.

## અંત્યેષ્ટિ પદ્ધતિની વિશેષતા.

છેવટે લિંગાયતોની સ્મશાન યાત્રા વિષે થોડું વિવેચન કરી, આ પ્રકરણ પુરૂં કરીએ. આખી દુનિયામાં બે સમાજ છે કે જેમનામાં અંત્યેષ્ટિની વિચિત્ર પદ્ધતિ છે. તે બે સમાજ એટલે થોડા હિંદુ અને પારસી છે. કેટલાક હિંદુ શબને બાળે છે અને પારસીઓ શબને ગીધ પાસે ખવરાવે છે. દુનિયામાં બીજા સર્વ લોક શબને પૂરે છે. શબને એકાદ તૈયાર કરેલા કુવામાં મૂકી ગીધ પાસે શબને ખવરાવવું તે પારસીઓની અલ્પ સંખ્યાને લઈને વગર હરકતે થાય છે. નહિંતર આ પદ્ધત સમાજને ઘણી અપાયકારક થઈ હોત. બાળવાની પદ્ધત કેટલા ખર્ચની અને ત્રાસદાયક છે તેનો હિંદુઓને અનુભવ છે. એ પદ્ધત આરોગ્ય દૃષ્ટિએ જોતાં ઘણી સારી છે એમ કહેવામાં આવે છે. પુરવાની ક્રિયા જો વ્યવસ્થિત રીતે કરવામાં આવે તો આરોગ્યને કયાં વાંધો આવે છે? પુરવાની પદ્ધત સર્વ દૃષ્ટિએ જોતાં હિતકારક અને સગવડવાળી છે. વાસ્તેજ તે દુનિયામાં મોટા પ્રમાણમાં રૂઢ છે. શબનો નિકાલ કરવાની બાબતનો વિચાર થયો; ""
સ્મશાનયાત્રા સંબંધી વિચાર કરવાનો બાકી છે. હિંદુની સ્મશાનયાત્રા કેટલી ખરાબ અને અગવડ ભરેલી છે, એ દેખીતું છે. પુરવાવાળા અને દહન કરવાગા એવા બંન્ને

યજ્ઞમાર્ગી હિંદુઓની સ્મશાન યાત્રા રોમાચકારી હોય છે. પણ લિંગાયતોની સ્મશાનયાત્રા સોજ્જ્વલ હોય છે. ખ્રિસ્તિ અને મુસલમાનની સ્મશાનયાત્રા આકર્ષક હોય છે, પણ તેમનામા મધ્યતનુ દર્શન થતુ નથી લિંગાયતોની સ્મશાન યાત્રાની પદ્ધતિમા બીજા હિંદુઓના દોષ નથી, અને ખ્રિસ્તિ તથા મુસલમાની પદ્ધતિના ગુણ છે, અને તે શિવાય ઉપલો ગુણ વિશેષ છે. લિંગાયતોની સ્મશાનયાત્રા એક શુભ સરઘસ જેવી દેખાય છે એ બાબત તેમના તત્ત્વજ્ઞાનને અનુસરીનેજ છે લિંગાયત વ્યક્તિએ દેહ છોડયો, કે તે મુક્ત થાય છે, એવી કલ્પના હોવાને લીધે મુક્તાત્માના રહેલા દેહની માગલિક રીતે વ્યવસ્થા કરવામા આવે છે તે શબની પૂજા કરવામા આવે છે એકઠા થએલા સર્વને પ્રસાદ દેવામા આવે છે મૃત થયાથી શોક કરવામા આવતો નથી અને ઘણા ઉલ્હાસથી અને પવિત્ર ભાવનાથી સ્મશાનયાત્રા કાઢવામા આવે છે યજ્ઞમાર્ગી વૈદિકો પ્રમાણે તેમા અપવિત્રતાની અને ખેદની ભાવના બિલકુલ હોતી નથી. તેજ પ્રમાણે જે વિધિ કરવામા આવે છે, તે મૃતાત્મા સારૂ નહોઇ લૌકિક સારૂ હોય છે માટે જ પિંડદાન, શ્રાદ્ધ વિગેરે ક્રિયાઓને વીરશૈવોમા સ્થાન નથી પિતરોના યાદ દાસ્તી માટે દાન ધર્મ વિગેરે કરવાને કઇ હરકત નથી મધ્યતને કૈલાસ મળે તેવા હેતુથી તેના ગળામા જગમના હાથે ચિઠ્ઠી બાધવામા આવે છે, એવી ખોટી હકીકત શ્રી ફડકેએ એમના "સગુણોપાસના અથવા મૂર્તિપૂજા" નામના પુસ્તકમા છાપી છે, તે તદ્દન ભૂલભરેલી છે મુસલમાનની જેમ લિંગાયતો શબની પાસે જમે છે, એમ પણ ચેષ્ટા કરવામા આવે છે પણ આમ

લોકો ગમે તેટલી નિંદા. કરે તોપણ લિંગાયતોની સર્વોત્કૃષ્ટ સ્મશાનયાત્રા પદ્ધતિની કિંમત કંઇ ઓછી થાય તેમ નથી. તેની પાછળ જે તત્ત્વજ્ઞાન છે, તેથી તે તો વધારે પ્રસંશનીય છે. સ્મશાનયાત્રાની બાબતમાં સ્રીપુરૂષ નાનામોટા વિગેરે કંઇ ભેદ રાખવામાં આવતો નથી. એકંદરે વીરશૈવોની સ્મશાનયાત્રા વિશેષ અર્થબોધક અને આલ્હાદકારક છે.

વીરશૈવોના રૂઢ ધર્માચારોપરથી લિંગાયત સંસ્કૃતિ વધારે પ્રકાશિત કરવાનો પ્રયત્ન આ પ્રકરણમાં કરવામાં આવ્યો છે. તત્ત્વજ્ઞાનના પાયા પર મંડીત થયેલી રૂઢી અને ધર્માચાર પરથી મૂળ તત્ત્વજ્ઞાનનો ખુલાસો વિશેષ થાય છે, એમ ઉપલા વિવેચન પરથી વાચકોના ધ્યાનમાં આવશે જ. આવતા પ્રકરણમાં વીરશૈવ સંસ્કૃતિનું અન્ય સંસ્કૃતિપર શું પરિણામ થયું છે, તેનો વિચાર કરીશું.



# પ્રકરણ ૪ થું



## વીરશૈવોની પરમતીયો પર છાપ

વીરશૈવ સંસ્કૃતિ ઘણી પ્રાચીન હોઇ, ભરતખંડમાં તો પ્રસરેલી હતીજ; પણ તે શિવાય તેનો પ્રચાર પરદેશમાં પણ થયો હતો. એ બાબત ગયા પ્રકરણમાં જણાવી છે. પરદેશીઓના આગમનથી અને ઘણે ભાગે વીરશૈવ સંસ્કૃતિની કેટલીક બાબતો જુદી રીતે સ્વિકારવાથી, દુર્દૈવે વીરશૈવ સંસ્કૃતિની પ્રાચીન કાળની અદ્વિતીય વ્યાપકતા હાલમાં રહી નથી. તોપણ જુદા રૂપમાં ભલે હોયને પણ બીજાઓને વીરશૈવ સંસ્કૃતિની અનેક બાબતો લેવી પડી, તેજ તે સંસ્કૃતિની શ્રેષ્ટતા સિદ્ધ કરવાને ઘણું છે. મૂળની શુદ્ધ બાબતોને જુદું રૂપ પ્રાપ્ત થયું હોય તો તેનો દોષ તે સંસ્કૃતિને ન હોઇ, તેનો સ્વિકાર કરનાર લોકોને છે. તેથી વીરશૈવ સંસ્કૃતિનું વિપરીત પરીણામ બીજી સંસ્કૃતિ પર થયું હોય તો તે બદલ વીરશૈવોને ગૌણુતા માનવાનુ બિલકુલ કારણ નથી. અમારી સંસ્કૃતિની છાપ બીજાઓ પર પડી છે, તેજ બાબત અભિમાનાસ્પદ છે.

### વેદ પૂર્વેની સંસ્કૃતિ

નિર્ગ્રંથ અને લિંગાંગી આ બે સંસ્કૃતિ ભરતખંડમાં યજ્ઞમાર્ગી આર્યોના આગમનની પહેલાથી જ હતી, એ બાબત

પુરાવા સહીત સિદ્ધ થઇ છે. આર્યોના આગમનના પહેલાંનો ઇતિહાસ જોઇએ તેટલો ન હોવાથી ઉપલી સંસ્કૃતિ સાથે બીજી સંસ્કૃતિઓ હતી કે કેમ તે કહેવું અશકય છે. પણ જેથી નિર્ગ્રંથ અને લિંગાંગી એ બે સંસ્કૃતિઓ હજી છે, અને તેથી તે વખતે પણ તેમના જ તેટલા નામો પરદેશી આર્યોને લખી રાખવાની ઇચ્છા થઇ; તેથી આ બે સંસ્કૃતિઓ તે વખતની બીજી સંસ્કૃતિઓ કરતાં વધારે પ્રભાવવાળી હતી, એજ નક્કી થાય છે..બીજી સસ્કૃતિઓ વિષે કેટલાક ઉલ્લેખો વેદગ્રંથમાં છે. પણ તેમની માહિતી હાલમાં કંઇ મળવી અશકય છે. તે શિવાય તે સંસ્કૃતિઓ વિષે વેદોમાં જેટલી નિંદા કરવામાં આવી છે, તેટલા તિરસ્કારપૂર્વક ઉલ્લેખો ઉપલી બંન્ને સંસ્કૃતિઓ વિષે કરવામાં આવ્યા નથી. તોપણ નિર્ગ્રંથ સંસ્કૃતિ વિષે વેરભાવ માત્ર સ્પષ્ટ નજરે પડે છે. પણ યજ્ઞમાર્ગી આર્યોએ ઉપલી સંસ્કૃતિને વેરી લેખી, અને બીજી અનેક સંસ્કૃતિની નિર્ભર્ત્સના કરી, તેથી કંઇ તે ત્યાજ્ય નથી. તેમના ગુણો પરથી તેમની કિંમત અંકાય છે. તેની કિંમત આંકવામાં આજે વેદપૂર્વેની સંસ્કૃતિઓ રૂઢ નથી એજ દુઃખદાયક છે. પણ નિર્ગ્રંથી અને લિંગાંગી સંસ્કૃતિ પ્રચારમાં છે તેજ સમાધાનની વાત છે. તેથીજ યજ્ઞમાર્ગી આર્ય સંસ્કૃતિની કિંમત આપણે તુલનાત્મક દ્રષ્ટિએ કરી શકીએ છીએ. વેદપૂર્વેના કાલમાં અનેક સંસ્કૃતિઓ પર વીરશૈવોની કેવી રીતે છાપ પડી, તે ઉપર દર્શાવેલા કારણોને લઇને સિદ્ધ કરવું અશકય છે. પણ એક નિર્ગ્રંથ સંસ્કૃતિના પુરતુંજ કંઇક બોલી શકાશે.

## વીરશૈવોની જૈનો પર છાપ

વેદ પૂર્વેના કાલમાં જૈન અને વીરશૈવ વર્ણ વ્યવસ્થા માનતા હતા કે નહિ તે કહેવું કઠણ છે. પણ એટલું તો સ્પષ્ટ છે કે ધાર્મિક દ્રષ્ટિએ આ બંન્ને સંસ્કૃતિએ બે વર્ગજ માન્યા અને તે એટલે સાધુ અને ગૃહસ્થ. વીરશૈવોમાં જેમ માહેશ્વર અને ભક્ત એમ બે વર્ગ છે, તેમ જૈનોમાં મુનિ અને શ્રાવક એટલા જ બે વર્ગ છે. જૈન દ્રષ્ટિએ નિર્ગ્રંથ મુનિઓને જગતના વ્યવહારમા કંઇ સ્થાન નથી. અને એવા જ તેમના કઠક વ્રતાચરણો છે. પણ યજ્ઞમાર્ગી વૈદિકોના સહવાસથી જ્યારે શ્રાવક બગડવા લાગ્યા ત્યારે તે વખતના જૈન મુનિઓને પણ ધર્મ રક્ષણાર્થ દિગંબરતા છોડી અથવા રાખી સમાજમા આવવાવી ઇચ્છા થઇ, અને જૈન સમાજે પણ સાધુ મસ્થાનું મહત્વ ઓળખ્યુ. આપણા સમાજમાં પુષ્કળ, સ્વામી મહાત્મા નિર્માણ થયે સંસ્કૃતિનું રક્ષણ થતું નથી ત્યાગી મહાત્માનુ વજન સમાજ પર પડે અને તેમનો સમાજ સાથે નિત્ય સંબધ આવે, એવી વ્યવસ્થા થાય તોજ સમ્કૃતિનું રક્ષણ થઇ શકે એ બાબત વીરશૈવોના પૂર્વજોએ જેટલા પ્રમાણમા જાણી તેટલી બીજા કોઇએ પણ જાણી નથી, એમ વીરશૈવ ગુરૂ સસ્થા પરથી કહેવું પડે છે. પ્રસંગાનુસાર આ સિદ્ધાતનુ મહત્વ સર્વસગ પરીત્યાગી નિર્ગ્રંથોને પણ ઓળખવુ પડ્યુ. અને તેથી જ હાલમા જૈનોના દિગંબર સાધુ સમાજમા ફરતા નજરે પડે છે. શ્વેતાબર સાધુ સમાજમાં રહીને જ નૈતિક છાપ પાડે છે. અને સ્થાનકવાસી સાધુઓની તો દેવ પ્રમાણે પૂજા થાય છે જૈનોએ મઠ સસ્થાનો

સ્વિકાર કર્યો નહિ એટલે જ તેમને હાનિ થઇ. તોપણ સાધુ સંસ્થાનું મહત્વ વીરશૈવોના સહવાસથી ઓળખી પ્રાચીન જૈન સમાજે તેને સમાજમાં સ્થાન આપ્યું. તેથી અલ્પ સંખ્યાંક ભલેને હોય પણ જીનસંતાન આજ. હયાત છે, એ ભુલવું ન જોઇએ. ધાર્મિક તત્વોમાં ઘણુંજ સરખાપણું હોવાથી નિર્ગ્રંથ અને લિંગાંગી સંસ્કૃતિની અરસપરસ છાપ પડી ઘણી જ લેવડ દેવડ થઇ છે. અને અનુયાયીઓની અદલાબદલી અનેક વખતે થઇ છે. પણ પ્રત્યેક પ્રસંગે લિંગાંગી મત જ વધારે પ્રભાવશાળી થઇ જીનાનુયાયીઓ પર છાપ પાડેલી છે. એ બાબત પ્રાચીન ઇતિહાસનું અવલોકન કરનારને સહજ નજરે પડે તેમ છે. એકંદરે જૈન અને વીરશૈવ સંસ્કૃતિનો ઘણા પ્રાચીન સમયથી ગાઢો સંબંધ હોઇ અનેક બાબતોમાં વીરશૈવોની જૈનો પર છાપ પડેલી છે અને તેમાં " સાધુ સંસ્થાનું સમાજમાં સ્થાન " એ બાબત મુખ્ય છે.

## ધર્મ પ્રસારક ગુરૂ વર્ગ

હવે યજ્ઞમાર્ગી આર્યો પર વીરશૈવોની કેવી છાપ પડી છે તે જોઇએ. યજ્ઞમાર્ગી આર્યો ભરતખંડમાં આવ્યા પછી આ દેશના લોકો સાથે ટક્કર દેતા ફાવે તે માટે શ્રમ વિભાગના તત્વો પર તેમણે પોતામાં ત્રણ વર્ગ પાડયા. એકનું કામ ગોપાલન, બીજાનું જાતરક્ષણ અને લૂટ, અને ત્રીજાનું કામ જાતમાં શિસ્ત રક્ષણ અને શુભચિંતન, એવી કાર્યોની વહેંચણી કરવામાં આવી. ઉત્તર ધ્રુવમાંથી આવેલા લોકોને કાચું માંસ ખાવું અને ચામડું ઓઢવા શિવાય બીજી કંઇપણ ખબર ન હતી.

પણ આ પવિત્ર ભૂમિમાં આવ્યા પછી અહીંઆના શુદ્ધ સંસ્કાર તેમના પર થવા લાગ્યા. ખેતી અને વણકરના ધંધા તેમને એકદમ આવડે તેમ ન હતા. પણ ગોરક્ષણનું કામ સહેલાઈથી કરી શકયા. શિકાર, લૂટી લાવેલું ધાન્ય, અને ગોરસ એજ ભરતખંડમાં આવ્યા પછી આર્યોનો આહાર થયો. વેદગ્રંથમાં "આ દેશના લોકોના ગોધનનો અને સંતતિનો નાશ થઇ આર્યોના ગોધનનો અને સંતતિની વૃદ્ધિ થવા દો." એવા અર્થની જે અનેક પ્રાર્થનાઓ છે તે પરથી સ્પષ્ટ દેખાય છે કે એ લોકો એવો કોઇપણ જાતનો ઉત્પાદક ધંધો કરતા ન હતા. પણ કેટલાક આર્યો પર ભારતીય સંસ્કૃતિની છાપ પડી જેથી તેમને ઉત્પાદક ધંધાની લાગણી ઉત્પન્ન થઇ અને તેઓ ખેતી કરવા લાગ્યા. પણ તેવા આર્યોને ત્રાસ દેવો, આ દેશના લોકો કરતાં બીજા આર્યોને સહેલું હતું. એ ત્રાસથી કંટાળી તેવા આર્યો ઇરાનમાં ગયા અને તેજ પારસી છે. તેમનામાં હજી પણ ખેતી ઘણી પવિત્ર માની છે. યજ્ઞમાર્ગી હિંદુ પ્રમાણે તે પણ યજ્ઞોપાસક છે. પણ બંન્નેમાં હાલમાં ઘણોજ ફેરફાર થયો છે. પારસીઓના જે દેવ તે યજ્ઞમાર્ગી હિંદુઓના દાનવ, હિંદુઓના જે અસૂર તે પારસીઓના સૂર; આમ ભેદ પડવાનું કારણ, શરૂઆતમાં થયેલો છળ અને તેને લીધે થયેલી ફાટફૂટ છે. આર્યોમાંથી આ એક મોટી સંખ્યા ભરતખંડમાંથી ઇરાનમાં ગઇ. પછી અહીંઆ રહેલા આર્યોને ઉપજીવિકા કરવી બહુ મુશ્કેલ થઇ. તેથી આદેશના ઘણાજ લોકો સાથે મિત્રાચારી કરી અને તેથીજ તેઓ ટકી શકયા. પહેલાં આર્યોમાં ત્રણ વર્ણજ હતા. પણ ઉપરની એકીથી ચાતુર્વર્ણ્ય નિર્માણ થયો. આગળ ઉપર આ

દેશના લોકો સાથે જ્યારે આર્યો ઘણાજ સમરસ થયા ત્યારે તેમને તત્ત્વજ્ઞાન અને ધર્મની પણ સમજણ પડી. અને પહેલાંની તેમની પ્રાર્થના અથવા યાચનાને તાત્ત્વિક રૂપ પ્રાપ્ત થયું. નૈસર્ગિક દેવતા નિર્માણ થયા, અને પછી, અહિંસા, નિતિનિયમ, બ્રહ્મમાયા, જેવું તત્ત્વજ્ઞાન પણ જાણી શક્યા. આ પ્રમાણે લિંગાંગી અને નિર્ગ્રંથ તત્ત્વજ્ઞાનના સહવાસને લઇને આર્ય જેવા તદ્દન જંગલી તે ખરેખર આર્ય એટલે શ્રેષ્ઠ થયા. તત્ત્વજ્ઞાન, રીતરીવાજ, અને ઉપજીવિકાના ધંધા વિગેરે આર્ય લોકોએ જૈન અને વીરશૈવ સંસ્કૃતિ પાસેથી લીધા. તેઓએ તેમના વ્યવહારીક સાહિત્યને ધર્મગ્રંથ બનાવ્યા; અને કેવળ શ્રમ વિભાગ સારૂ નિર્માણ કરેલા ભેદને વર્ણવ્યવસ્થાનું રૂપ દીધું. બ્રાહ્મણ વર્ગને ધર્મગુરૂનું જે સ્થાન દેવામાં આવ્યું છે, તે પણ વીરશૈવોના ધર્મગુરૂની કલ્પનાપરથીજ દેવામાં આવ્યું છે. વીરશૈવોના ગુરૂવર્ગની છાપ જૈનોપર પડવાથી તેમના સાધુ સમાજમાં ફરવા લાગ્યા. એટલુંજ નહિ પણ સ્થાનકવાસી લોકોમાં જીન મૂર્તિને અવેજે ગુરૂની જ પૂજા કરવામાં આવે છે, તે ઉપર બતાવ્યું છે. યજ્ઞમાર્ગી આર્યોપર પણ વીરશૈવ ગુરૂસંસ્થાની છાપ પડેથી બ્રાહ્મણ વર્ણ ગુરૂ વર્ગ કેમ બન્યો તે ઉપર સિદ્ધ કર્યું છે. પણ વીરશૈવ પદ્ધત સંપૂર્ણ રીતે ન સ્વિકાર્યાથી યજ્ઞમાર્ગી વૈદિકોની બ્રાહ્મણોના બંડને લઇને કેવી હાનિ થાય છે અને તેથી બ્રાહ્મણેતર કેવા અસંતુષ્ટ થયા છે, તે ગયા પ્રકરણમાં જણાવ્યું છે. વીરશૈવ ગુરૂવર્ગની માફક યજ્ઞમાર્ગી બ્રાહ્મણો પણ ધર્મ પ્રસારનું કામ કરે છે. એથી આર્ય સંસ્કૃતિને કંઇ થોડો ઘણો ફાયદો થયો નથી. હાલમાં હિંદુઓમાં જે અનેક પંથો છે તેમાંના નાનક પંથી, કબીર પંથી, ગોરખપંથી, અને

દાદુપંથી વિગેરે અનેક પંથોમાં ગુરૂવર્ગનું મહત્વ માહેશ્વર ગુરૂવર્ગ જેટલું જ માનવામાં આવે છે. તે પદ્ધતિનો ફાયદો તે પંથને પૂર્ણ મળે છે. એ કોઇને સહજ જણાઇ આવશે.

## મઠસંસ્થા અને ધર્મસત્તા.

પંચાચાર્ય અને પાંચપીઠો અને ગામો ગામના અસંખ્ય મઠો અને મઠપતિઓ વીરશૈવોમાં ઘણા પ્રાચીન સમયથી છે. યજ્ઞમાર્ગી વૈદિકોમાં આ સસ્થા પહેલાં ન હતી. જૈનોમાં પણ ન હતી. અને તેથી બૌદ્ધોએ તે થોડી ઘણી ઉપાડી અને ત્યારબાદ શંકરાચાર્યે પર ધર્મ સાથે ટક્કર દેવા અને યજ્ઞમાર્ગી વૈદિક સંસ્કૃતિના રક્ષણ સારૂ મઠ પદ્ધત સ્વિકારી. ત્યાર પછી રામાનુજાચાર્યે, વલ્લભાચાર્યે, મધ્વાચાર્યે અને બીજા અનેક ધર્મ સુધારકોએ તે પદ્ધતિ સ્વીકારી. નાનક, રામાનંદ, ચૈતન્ય, કબીર વિગેરે સાધુસંતોએ પોતપોતાના મઠો સ્થાપન કર્યા. મઠથી પંથને કેવી મજબૂતી મળે છે તે વીરશૈવેતરોને પણ સારૂં માલુમ થયું છે. પણ વીરશૈવ મઠોમાંથી સર્વ સદ્ગુણો નાશ થવા લાગ્યા છે, એ ખેદની વાત છે. તો પણ હજી પ્રભાવશાળી છે અને આદ્ય માર્ગદર્શક તરીકે આવી અવનત સ્થિતિમાં પણ બીજા ધર્મોને અનુકરણીય છે. મુસલમાનની ખિલાફત અને ક્રિશ્ચનની પોપશાહી એ પણ આવી સંસ્થા છે. એ બંન્ને કોઇપણ કારણોને લઇને સ્થાપન થયેલી હશે; પણ હિંદુસ્થાનની જુદી જુદી ધર્મસત્તા અને તેમના મઠ એ વીરશૈવોની તેમના પર પડેલા પ્રભાવનું દર્શક છે. પોપશાહી માહેશ્વર પીઠને ઘણી જ મળતી છે. પણ

ખિલાફતની બાબત તદ્દન જુદી છે. હિંદુ મઠસંસ્થા અને પોપસંસ્થા કરતાં વીરશૈવ મઠ અને પીઠસંસ્થાની પદ્ધત ઘણે ઠેકાણે ભિન્ન છે. હિંદુના જુદા જુદા પંથોના પીઠો અને મઠો એકમેવ હોય છે. અને ધર્માધિકારી ગૃહસ્થ અને શિષ્યો પાસેથી જ કામો કરાવી લે છે. પણ માહેશ્વર પીઠો અને મઠસંસ્થાઓ પોતા પુરતાં સ્વયંપૂર્ણ હોય છે. પાંચપીઠોના હાથ નિચે સર્વ મઠો છે. પણ બધા મઠો પોતાના મઠ પુરતા મુખત્યાર છે, તેઓ મઠપતિ હોઇ, ધર્મ ગુરૂની સત્તા તેમના હાથમાં છે. પાંચપીઠોના આચાર્ય સમાન હક્કના વારસ છે. આ પ્રમાણે વીરશૈવોમાં અનેક પીઠો અને મઠો છે. તોપણ તેમાં અદ્વૈત છે. સમતા છે અને એજ વિશેષતા છે.

## ધ્યેયપૂજાનો પ્રચાર.

મનુષ્યમાત્રને ધ્યેય કંઇ હોય છે. કારણું ધ્યેયપૂજન એ જીવાત્માનો સ્વભાવ છે. ધાર્મિક આચારોમાં માનવ સમૂહની ભાવના વ્યક્ત થતી હોવાથી ધ્યેયપૂજાના ભાવનાનાં ચિન્હ તરીકે ઉપાસના મંદિરો અને વિવિધ ઉપાસના પદ્ધતિને પણ ધર્માચારમાં સ્થાન મળ્યું છે. યજ્ઞયાગ, પ્રાર્થના, અને મંત્રજપ એ ત્રણ ઉપાસના યજ્ઞમાર્ગી આર્યોમાં હતી. એ ત્રણે રીતથી ધ્યેયપૂજાનું સમાધાન કરતા હતા. પણ તેના કરતાં વધારે પરિણામકારક એવી પદ્ધત પ્રથમ વીરશૈવોએ જ યજ્ઞમાર્ગી આર્યોને શિખવી. તેજ પદ્ધતિ લિંગપૂજન છે. પ્રતિમા પૂજનની પદ્ધતિ આર્યોમાં ન હતી, એ સર્વેને માન્ય છે. વેદકાલમાં પણ

અન્ય સંસ્કૃતિના લોકોમાં પ્રતિમા પૂજનનો રીવાજ ન હતો. પિતરોને પૂરીને ત્યાં પથ્થર વિગેરે મૂકી વીરપૂજા કરવાનો રીવાજ હતો. પણ તે રીવાજને મુક્તિદાયક ધાર્મિક આચારમાં સ્થાન દેતાં આવડશે નહિ. હાલ જૈન લોકમાં જે પ્રતિમા પૂજન રૂઢ છે, તેવું પ્રાચીન નિર્ગ્રંથ લોકમાં બીલકુલ ન હતું. કદાચ હોય તો તે પણ પ્રતિકપૂજન હતું. અને તે પણ વીરશૈવોના ધરતીપર સ્વિકાર કર્યો હશે, એમ કહેવાને ઘણા જ આધાર છે. કારણ આદિનાથ તિર્થંકરનું પ્રતિક વૃષભ અથવા નંદિ. માનવામાં આવ્યું છે. બીજા ત્રેવીસ તિર્થંકરોને જુદી જુદી મૂર્તિનું રૂપ આપવામાં આવ્યું છે. પણ મૂર્તિપૂજાને. ધ્યેયપૂજા કહેવી કે કેમ તેજ શંકા ભરેલું છે. વાસ્તે વેદની પૂર્વે અથવા વેદકાલમાં કોઇપણ સંસ્કૃતિના લોકોમાં મુક્તિદાયક ધ્યેય પૂજાનો રીવાજ લિંગાંગી સંસ્કૃતિના લોકો શિવાય બીજા કોઇ લોકોમાં ન હતો એમ કહેવાને હરકત નથી. સૂર્યબિંબ, ચંદ્રબિંબ, અથવા એવે બીજે કોઇ ઠેકાણે ધ્યાન ધરી ધ્યેયપૂજા અથવા ધ્યાન ધરનારા મહાત્મા પૂર્વે ઘણા થઇ ગયા. તેજ પ્રમાણે ધ્યેય પૂજાનું સાધન પાસે હોઇ, તેનો ઉપયોગ ન જાણનારા અસંખ્ય લોક હાલમાં પણ છે. તો પણ વેદકાલ સુધી સાર્વજનિક એવી ધ્યેયપૂજા પદ્ધતિ લિંગાંગી લોકો શિવાય બીજી કોઇ પણ સંસ્કૃતિ પાસે ન હતી એટલુંજ અમારૂં કહેવું છે. લિંગાંગ સામરસ્ય એજ વીરશૈવોનું ધ્યેય છે. વાસ્તે ઇષ્ટલિંગનું પૂજન એજ તેની ધ્યેયપૂજા. એવી ધ્યેય પૂજા વીરશૈવ ઘણા પ્રાચીન સમયથી કરતા આવ્યા છે. એ પદ્ધતની પ્રથમ છાપ નિર્ગ્રંથ સંસ્કૃતિ પર પડી.. પણ તેમની

મૂર્તિપૂજાથી ધ્યેયપૂજા સાધ્ય થઇ નહિ, એ ઉપર બતાવ્યું છે. યજ્ઞમાર્ગી આર્યોએ પણ સ્વસ્તિક, ૐકાર, સૂર્યબિંબ, ચંદ્રબિંબ આદિ પ્રતીકનીજ ઉપાસના શરૂ કરી. પણ નાના મોટા સર્વેને આ માર્ગથી ધ્યેયપૂજા સાધવી અશક્ય; અને તેથી સમાધાન પણ થાય નહિ. મુસલમાનોના ચાંદમાં અને ક્રિશ્ચનના ક્રોસમાં આજ દોષ છે. એટલે તેમને પણ પીર પંજો અને સૂળી પર ચઢેલી યશુની મૂર્તિ બનાવવી પડી, ત્યારેજ તેમનું સમાધાન થયું. નિર્ગુણોપાસના સર્વેને સહેલી નથી. સગુણોપાસનામાં પણ એકલા પ્રતિકથી સમાધાન થતું નથી. અને મૂર્તિનું પ્રમાણ ઝાઝું થવાથી પરમાર્થને બદલે વ્યવહારમાં વિશેષ ધ્યાન જવાનો સંભવ રહે છે. એ દ્દષ્ટિએ ઇષ્ટલિંગ પૂજનજ સારામાં સારી ધ્યેયપૂજા પદ્ધતિ છે, એમ કહેવું પડે છે. તેમાં પ્રતિમાની અપૂર્ણતા નથી અને મૂર્તિઓ અનેક નથી. ઇષ્ટલિંગની જેમ સામુદાયિક ધ્યેયપૂજન સારૂ મહાલિંગોની સ્થાપનાઓ થવા લાગી અને આજ આદ્યમૂર્તિપૂજા છે. વીરશૈવોના સમાધિ પર લિંગસ્થાપના કરવાની પૂર્વપરંપરાથી પદ્ધત છે, અને તે યજ્ઞમાર્ગી આર્યોએ સ્વિકારી છે. જૈનો ફક્ત બે પગલાં સ્થાપે છે. બૌદ્ધોએ સ્તૂપ ઉભા કરવાનો રીવાજ શરૂ કર્યો. પણ ધ્યેય-પૂજન સારૂ સગુણોપાસનાનો રીવાજ પહેલાં બૌદ્ધોએ અથવા જૈનોએ શરૂ કર્યો હોવો જોઇએ. કારણ જૈન અને બૌદ્ધ બંન્ને ધર્મમાં ધ્યાનસ્થ મનુષ્યાકાર મૂર્તિ બેસાડવાની પદ્ધત છે. એકંદરે કેવળ શુદ્ધ ધ્યેય ઉપાસનાના એક સાધન તરીકે વીરશૈવોએ પ્રથમ લિંગપૂજનનો રીવાજ શરૂ કર્યો, અને અન્ય ધર્મોએ પોતાના પૂજ્ય પુરૂષોની મનુષ્યાકાર મૂર્તિઓ કરી. સગુણોપાસના

ચરૂ થઇ. હાલમાં મૂર્તિપૂજાનું ઘણું પ્રાબલ્ય હોઇ, તેમા ખગાડ થયેથી, સગુણોપાસના અધમ ગણાવા લાગી છે. પણ નિર્ગુણોપાસના સર્વેને સહેલી નથી. એ બાબત ધ્યાનમાં લેતાં, મૂર્તિ પૂજાનો દોષ ન પામેલી લિંગપૂજાની સગુણોપાસનાજ સામાન્ય અને વિશેષ અધિકારવાળા મુમુક્ષુઓને અવસ્ય અનુકરણીય છે, એમાં શંકાજ નહિ. વીરશૈવોની આ ખાસ ધ્યેયપૂજા પદ્ધતિની છાપ સગુણ અને નિર્ગુણ ઉપાસકો પર થઇ છે, તે યથાર્થ છે

## શ્રમજીવનની પવિત્રતા

ઉત્તર ધ્રુવ કોરથી આવેલ આર્યોને કોઇ જાતનો પ્રમાણિક ધંધો ન હતો. પ્રથમ તો તે લૂંટ ઉપરજ ગુજરાન ચલાવતા. આગળ ઉપર ગોપાલનનો ધંધો કરીને, કાચું માંસ અને ગોરસ ખાઇ ઉપજીવિકા કરવા લાગ્યા. પણ લિંગાંગી વિગેરે ભારતીય સંસ્કૃતિના લોકોની છાપ પડેથી બીજા ધંધાઓ કરતા શિખ્યા. પણ તેવા શ્રમજીવી આર્યોનો છળ બીજા આર્યોએ કરેથી તેઓને ઇરાનમાં જવું પડયું. અને તેમના વંશજો હાલના પારસી ધર્મના લોકો છે. ત્યારબાદ આર્યોની સંખ્યા જ્યારે ઘણીજ થઇ અને આ દેશની સંસ્કૃતિની છાપ પડીને જ્યારે તેમના મનો સુસંસ્કૃત થયા ત્યારે કાચું માંસ ખાવું, વલ્કલો પહેરવાં, ઝુંપડીઓમાં રહેવું, એ તેમને નાપસંદ થયું; અને તેઓ પણ અનેક ધંધાઓ કરવા લાગ્યા. એક વખતે બધા ધંધા માટે તેમને કેટલો આદર હતો, તે વિષે યજુર્વેદમાંના રૂદ્રના અન્વકોમાં જુદા-જુદા ધંધાને કરેલા નમસ્કાર પરથી જણાય છે. આસપાસની સ્થિતિ

મુજબ તેમને પ્રમાણિક ધંધા કરવા પડયા. તોપણ સીંદરી બળે પણ વળ જતો નથી, તે નિયમાનુસાર કેટલાક ધંધાનો તિરસ્કાર યજ્ઞમાર્ગી વૈદિકોના ધર્મ ગ્રંથમાં આજસુધી ચાલુ રહ્યો છે, એ બાબત મનુસ્મૃતિ પરથી સિદ્ધ થાય છે. તોપણ શ્રમજીવનની પવિત્રપણાની છાપ તેમના પર પડયા વગર રહી નહિ. અને હાલમાં યુરોપના રસ્કિન, ટૉલસ્ટૉય, જેવા તત્ત્વવેત્તા અને મ. ગાંધી જેવા મહાત્મા પણ શ્રમજીવનને સર્વમાં વધારે મહત્વ આપે છે. પવિત્રતા માટે શ્રમજીવનની વિશેષ જરૂરીયાત છે. એ બાબત સર્વને નિત્ય અનુભવની છે. ખાલી હાથ નકામા ચાળા કરે ( નવરો બેઠો નખોદ વાળે ) બેઠાડુ તો આળસુ બનાવે, અને ખાલી માથું તો સૈતાનનું નિવાસ સ્થાન હોય છે એમ પ્રત્યક્ષ અનુભવ થયો છે. ત્યારે શ્રમજીવનની પવિત્રતા ઘણા પ્રાચીન સમયથી જગ આગળ માંડી વીરશૈવ સંસ્કૃતિએ મનુષ્ય જાતિપર ઘણોજ ઉપકાર કર્યો છે, એમાં કંઇ શંકા નહિ. પ્રમાણિક ધંધો કરી જીવન ગાળવું એજ કૈલાસ નિવાસ છે, એમ મહાનુભાવ બસવેશ્વરે કહ્યું છે. અને તેમના શિવશરણ શિષ્યોમાં દરેક ધંધાના લોકો થઇ ગયા છે. એ બાબત ઇતિહાસ પ્રસિદ્ધ છે. ઇતર ધર્મોએ એશઆરામને ધાર્મિક સ્વરૂપ દીધું. અને તે નાદાન વૃત્તિનું પરિણામ વીરશૈવો પર તેમના પડતા સમયમાં થયું. હજી પણ કેટલાક ધંધાઓ હલકા લેખવા અને પરાન્નપર પુષ્ટ થવું એજ ધર્મ માનવાની પ્રવૃત્તિ લિંગાયતોમાં દેખાય છે. પણ તે વીરશૈવ સંસ્કૃતિને માન્ય નથી, એમાં શંકાજ નહિ. શ્રમજીવનની પવિત્રતા વીરશૈવ સંસ્કૃતિએ ઓળખીને દુનિયા આગળ

માંડી અને અન્ય સંસ્કૃતિઓને તેનો સ્વિકાર વખતોવખત કરવો પડયો છે.

## ગોસંતાન વિષે પૂજ્યભાવ.

ગાય એ હાલમાં હિંદુઓનું દેવત થયું છે. પણ યજ્ઞમાર્ગી વૈદિકોએ ગોમાંસ ઘણું પવિત્ર માન્યું છે, અને અતિથિનો સત્કાર કરતી વખતે ગોમાંસની ઘણીજ જરૂરીઆત ગણી છે. એ બાબત ઇતિહાસ પ્રસિદ્ધ છે. લિંગાંગી અને નિર્ગ્રંથ સંસ્કૃતિએ સર્વ હિંદુઓને હિંસા ત્યાજ્ય માનતાં શિખવ્યું. અને ગોસંતાનની પવિત્રતા તો કેવળ વીરશૈવ સંસ્કૃતિએજ જગને શીખવી છે. જૈનોને સર્વજ જીવ પવિત્ર છે. ગોસંતાનની હિંસા કરવી નહિ એ શિખામણ તેમનો નથી. તે તો વીરશૈવોની જ છે. વીરશૈવોએ ગાયોને તો પવિત્ર માની છે, પણ નંદીને તો તેનાથી પૂજ્ય માન્યો છે. શિવનું વાહન નંદી એ પૌરાણિક કલ્પના ઉત્પન્ન થઇ અને યજ્ઞમાર્ગી વૈદિકોએ પણ નંદીને પવિત્ર માનવાનું શરૂ કર્યું; ગાયના શરીરમાં સર્વ દેવોની વસ્તિ કલ્પીને તેને પણ હિંદુ પૂજ્ય માનવા લાગ્યા. પણ ગોસંતાન વિષે પૂજ્ય ભાવ વીરશૈવોએજ પ્રથમ પ્રસાર કર્યો. યજ્ઞમાર્ગી આર્યો ગોસંતાનની હત્યા કરે નહિ તે વાસ્તે પ્રાચીન કાળમાં અનેક લિંગાંગી વીરોએ પોતાનો જીવ આપ્યો હશે, ત્યારેજ ગોભક્ષક ગોપૂજક થયા હશે. અશ્વ, ગજ, નર આદિના બલિદાન વિરૂદ્ધ પણ લિંગાંગી અને નિર્ગ્રંથી સંસ્કૃતિના અનુયાયીઓએ ઘણાજ વર્ષો ઘણીજ ખટપટ કરી સર્વને અહિંસાનો પાઠ શિખવ્યો. આજ ચોકખી રીતે યજ્ઞ કરવાની છાતી, કાયદાથી મુક્ત અને ધાર્મિક આજ્ઞા હોવા છતાં,

યજ્ઞમાર્ગીઓની થતી નથી. આનું કારણ લિંગાંગી સંસ્કૃતિનું યજ્ઞમાર્ગી વૈદિકો પર થયેલું પરિણામ છે. એટલે લિંગાંગી વીરશૈવોએ પ્રથમ ગોસંતાન બદલ આદર ઉત્પન્ન કર્યો, એ બાબતનું સૂક્ષ્મ નિરીક્ષણ કર્યા પછી કોઇની પણ ખાત્રી થાય તેમ છે.

## સ્ત્રીઓને સમાનાધિકાર.

ભરતખંડમાં નવીન આવેલ આર્યોમાં સ્ત્રીદાક્ષિણ્ય ન હોય તો તેમાં કંઇ નવાઇ નથી. કારણ પુરૂષોમાં દાક્ષિણ્ય રાખવાની તેમને કલ્પના કયાં હતી ? પણ ભારતીય સંસ્કૃતિનું આર્યોપર પરિણામ થયા પછી તેઓ પણ સુસંસ્કૃત થયા. તોપણ વ્યવહારમાં શું કે ધર્માચારમાં શું સ્ત્રીઓને પુરૂષો જેટલા સમાન હક્ક હજી પણ દીધા નથી. મનુસ્મૃતિએ તો કાયદોજ ઘડયો કે સ્ત્રીઓએ બાપના, પતિના અથવા પુત્રના કહ્યામાંજ હંમેશાં રહેવું જોઇએ. તેણીને ઇસ્ટેટનો હકક નથી. છુટાઇથી ફરવાને મુભા નથી. આ થયું લૌકિક દાસ્ય. ધાર્મિક બાબતમાં તો તેણીને સ્થાન જ નથી. તેણીને કોઇ જાતનો સંસ્કાર નથી. જેની તેણી પત્નિ થાય તેના ધર્મકૃત્યોને સહાય્ય કરવું એટલુંજ તેણીનું કામ. યજ્ઞ વખતે અથવા પુણ્યાહવાચન વિગેરે ધાર્મિક પ્રસંગે વરના હાથને હાથ લગાડી અનુમોદન દેવા શિવાય બીજું કોઇપણ જાતનું સ્વાતંત્ર્ય તેણીને મળ્યું નથી. આટલી અનુમોદન જેટલી પણ જે સ્વતંત્રતા મળી છે તે પણ લિંગાંગી સંસ્કૃતિના પ્રભાવથી મળી હશે, એમ લાગે છે. ત્યારબાદ લિંગાંગી સ્ત્રીઓનો આદર્શ જોઇ બીજી સ્ત્રીઓએ બંડ કરી આત્મ સાધનનો અધિકાર મેળવ્યાના દાખલા છે, પણ તે અપવાદ છે. બૌદ્ધોએ માત્ર સ્ત્રીઓને સમાનાધિકાર

દેવાની બાબતમાં વીરશૈવોનું સંપૂર્ણ રીતે અનુકરણ કર્યું; તેના સુંદર ફળો બ્રહ્મી, સીલોની, ચીની અને જાપાની સ્ત્રીઓની સુધરેલી સ્થિતિમાં સ્પષ્ટ જોવા મળે છે. ત્યારપછી ધાર્મિક બાબત પુરતું કેમ હોયને પણ શંકરાચાર્યને બૌદ્ધોનું અનુકરણ કરવું પડ્યું. તેમણે પણ સ્ત્રીઓને વૈરાગી અથવા સંન્યાસી બનવાની છૂટ આપી. વીરશૈવ સ્ત્રીઓને વીરશૈવ પુરૂષો જેટલા સર્વ ધાર્મિક હક્ક છે. લૌકિક બાબતમાં તેણીને સમાનાધિકાર છે. હાલમાં વીરશૈવોની સંખ્યા ઓછી થઇ, સત્તા પણ ઓછી થવાથી અન્ય સંસ્કૃતિનું અનિષ્ટ પરિણામ તેમના પર થવા લાગ્યું છે, અને સ્ત્રીઓની પરવશતા વીરશૈવ સમાજમાં પણ દાખલ થઇ છે. પણ પૂર્વ સંસ્કૃતિના ચિન્હ તરીકે ધાર્મિક સમતા માત્ર હતી તેમની તેમ ચાલુ છે. વીરશૈવોના આ સ્ત્રી સ્વાતન્ત્ર્યનું પરિણામ અન્ય સંસ્કૃતિ પર ઘણા પ્રાચીન સમયથી થતું આવ્યું છે, એમ કહેવાને કંઇ હરકત નથી.

## વિવિધ બાબતોમાં છાપ.

વીરશૈવ તત્વજ્ઞાનની ચર્ચાનું પરિણામ યજ્ઞમાર્ગી વૈદિકો પર થઇ તેમને વેદાંત સૂઝયો. અને ઉત્તર મીમાંસા અને ઉપનિષદો વિગેરે ગ્રંથો નિર્માણ થયા. ખાસ વીરશૈવોના ગ્રંથો મળી શકે તેમ નથી માટે નાઇલાજ છે. નહિ તો વીરશૈવ તાત્વિક ગ્રંથોના વચનોની યજ્ઞમાર્ગી ગ્રંથો પર કેવી છાપ પડી છે તે આધાર સહિત દેખાડતાં આવડ્યું હોત. પણ ધર્માચારના અનેક ગ્રંથોમાં વીરશૈવ ગ્રંથોના ખાસ વચનો લીધા છે, એ પ્રમાણ સહિત સિદ્ધ કરતાં ફાવે તેમ છે. નિર્ણયસિંધુમાં વીર-

શૈવ ગ્રંથનું પ્રમાણુ દીધું છે. નિર્માલ્ય રત્નાકર, અનુષ્ઠાનપ્રકાશ પ્રદીપ વિગેરે જેવા યજ્ઞમાર્ગી વૈદિકોના ગ્રંથોમાં વીરશૈવ ગ્રંથોના અનેક આધાર આપેલા છે. જે વખતે વીરશૈવોની વસ્તિ સર્વ ઠેકાણે હતી તે વખતે વીરશૈવ વિદ્વાનોના ગ્રંથોને બીજાઓ તરફથી માન મળ્યું હોય તો તેમાં કંઇ નવાઇ નથી. પણ બીજા પંથના લોકો જ્યારે સત્તાવાન થયા હતા અને વીરશૈવ લોકોની સંખ્યા ઓછી થવા લાગી હતી ત્યારે વીરશૈવ ગ્રંથના આધારો બીજા પંથના લોકોએ માન્ય કર્યા, તેથી તે ગ્રંથોની કિંમત તેટલી હોવી જોઇએ એ દેખીતું છે. વીરશૈવોના બાહ્ય આચારોની છાપ પણ અન્ય પંથો પર પડેલી જણાય છે. પ્રાચીન કાળમાં યજ્ઞોપવીત યજ્ઞ સભારંભ વિગેરે વખતે ધારણ કરવાનું એક ચિન્હ હતું; પણ લિંગાયતોના લિંગ પ્રમાણેજ યજ્ઞમાર્ગી વૈદિકોએ તે કાયમનું ચિન્હ કર્યું. ભસ્મલેપન અને રૂદ્રાક્ષધારણ અનેક હિંદુઓ કરે છે. જે તે કરતા નથી તે પણ ગંધલેપન અને તુલસીકાષ્ઠ ધારણ કરે છે. લિંગાયતોનું લિંગ જેમ તેમની સાથે હોય છે તેમ પોતાનું કુલદૈવત પોતાની સાથે ઝાંપીમાં રાખવાનો રીવાજ ઘણા વૈષ્ણવો વિગેરે મૂર્તિપૂજકોમાં છે. આ સર્વે બાબતોમાં લિંગાયતોનું અનુકરણ કરવું પડયું, એ દેખીતું છે.

### બીજા ઉપર છાપ પડવાનું કારણ.

એકંદરે વીરશૈવ સંસ્કૃતિ સર્વેમાં પ્રાચીન અને સર્વોત્તમ હોવાથી તેના અનુયાયીઓને મહત્તા પ્રાપ્ત થઇ છે. એટલેજ લિંગાયત માહેશ્વર વર્ગની છાપ બીજા ધર્મગુરૂ પર પડી છે.

લિંગાયત રાજરજવાડાઓ, સરકાર, ઇનામદાર, દેસાઇ, દેશપાંડે અને પાટીલ વિગેરેની હકુમત મર્વે પર રહી શકી. લિંગાયત પેઢીવાલાનું વજન અત્યારસુધી દરેક ગામમાં છે. લિંગાયત કારીગર અને ખેડુત તેમના ગુણોથી સર્વેને આદરણીય થયો છે. વીરશૈવો ધર્મનિષ્ઠાને લઇને બીજા ઉપર છાપ પાડી આજ સુધી કાયમ રહ્યા છે. ગુરૂવર્ગની ઉત્તમ પદ્ધતિને લઇને વીરશૈવ સંસ્કૃતિનું રક્ષણ આજસુધી થયું છે અને તે પદ્ધત બીજાઓને સ્વિકારવાની પણ ઇચ્છા થઇ. વીરશૈવોની સમતા અને શુદ્ધાચારણને લઇને સમાજમાં એકતા અને પવિત્રતા પ્રસરી; અને બીજાઓના હુમલાઓને ટક્કર દઇ, ઉલટી તેમના પર વીરશૈવસમાજે છાપ પાડી. વીરશૈવ સંસ્કૃતિ સર્વરીતે ઉન્નતિને પોષક છે. અને કાલસમયાનુસાર ગમે તેટલો ફેરફાર થાય તો પણ તેના સિદ્ધાત એવા છે કે તે અબાધિત રહે છે. પંચાચાર્યોએ જે અનાદિ કાલમા ઉપદેશ કર્યો તેજ અત્યાર સુધી ઘણા માહેશ્વર અને શિવશરણ કરતા આવ્યા છે. લિંગાંગી સંસ્કૃતિનું અનુકરણ યજ્ઞમાર્ગી આર્યોને કરવું પડયું; એટલુંજ નહિ પણ યવનોને પણ કરવાની ઇચ્છા થઇ. દક્ષિણમાં સીદીકના ઢોંગને લઇને ભોળા લિંગાયતો છેતરાવાનો સંભવ છે. વાસ્તે તેની વિરૂદ્ધ આખો વીરશૈવ સમાજ હોય તો પણ એક તુર્ક ચન્નબસવેશ્વરનો અવતાર કહેવરાવી લેવામાં ભૂષણ માને છે અને તેને લિંગાગી સંસ્કૃતિનું અભિમાન છે, એ દૃષ્ટિએ જોતાં વીરશૈવ સંસ્કૃતિની મહત્તા દેખાયા વગર રહેતી નથી. વીરશૈવમતની ઉચ્ચ સમતાની નક્કલ મહમંદી સમાજના લૌકિક વ્યવહારમાં દેખાય છે; પણ તે જો તાત્વિક બાબતમાં

દેખાડવા પ્રયત્ન કરશે તો તેમનામાં ઘણીજ સહીષ્ણુતા ઉત્પન્ન થઇ મહમંદી સમાજ સુધરશે અને હિંદુ મુસલમાનની લડતનો અંત આવશે. ચન્નબસવેશ્વરનો અવતાર કહેવડાવનાર સિદ્દીક જો આ કાર્ય મુસલમાનોમાં કરશે તો તેમના ધર્મ બાંધવોનું હિત થશે, અને અમે ભ્રષ્ટ થશું એવી જે બીક સિદ્દીકના પ્રયત્નથી લાગે છે તે વીરશૈવોને પણ રહેશે નહિ. ઇસૂખ્રિસ્તના માબાપ મદ્રાસ ઇલાકાના વીરશૈવ સુતાર હતા અને તે ધંધા સારૂ એશીયા-માયનોરમાં જઈ રહ્યા હતા એવો નવીન શોધ લાગ્યો છે. ઇટલીના કેટલાક પ્રાચીન વીરશૈવ મઠોમાં જુના રીવાજના જે ધાર્મિક ચિત્રો કાઢવામાં આવે છે, તેમાં મેરીનાં પહેરાવ દક્ષિણી દેખાડવામાં આવે છે, અને તેણીના કપાળપર ત્રણ લીટીઓ (ભસ્મની) કાઢવામાં આવે છે; એમ કહેવાય છે. આ ઉપરથી ઉપલા શોધને ટેકો મળે છે. વીરશૈવ સંસ્કૃતિએ ભરતખંડની અન્ય સંસ્કૃતિ પર જેવી છાપ પાડીછે, તેવીજ પરદેશમાં પાડી છે; આ બાબત અમેરીકા, યૂરોપ અને આફ્રિકા વિગેરે ખંડોમાં જે શિવલિંગો મળે છે તેના પરથી સિદ્ધ થાય છે. આ પ્રમાણે વીરશૈવ સંસ્કૃતિએ પોતાની છાપ બીજી સંસ્કૃતિ પર પાડી અન્ય સંસ્કૃતિઓના અનુયાયીઓને ઉપકૃત કર્યા છે.



# પ્રકરણ ૫ મું



## મહાનુભાવ બસવેશ્વર.

"न धर्मो धार्मिकैर्विना ।" આ વચનાનુસાર જોતાં અનુ-યાયીઓ શિવાય સંસ્કૃતિ ટકતી નથી, એ કોઇના પણ ધ્યાનમાં આવ્યા વગર રેહશે નહિ. કોઇ પણ સંસ્કૃતિને જેમ સંસ્થાપક અને અવતારી ઉદ્ધારક હોય છે, તેજ પ્રમાણે પ્રચારક અને પ્રતિપાલક પણ હોય છે. વીરશૈવ સંસ્કૃતિના જેમ સંસ્થાપક પંચાચાર્ય છે, તેમ ઉદ્ધારક મહાનુભાવ બસવેશ્વર છે. આદ્ય સંસ્થાપક જેમ પાંચજ જગદ્દગુરૂ છે મ નિશ્ચિત કહેવું પડે છે, તેમ અવતારી ઉદ્ધારકોની બાબતમાં કહી શકાય નહિ. કારણ ધર્મને ગ્લાનિ આવે જુદે જુદે વખતે અનેક અવતારી પુરૂષો થઇ ગયા હશે. પણ દુર્દૈવે આવા અવતારી મહાત્માના નામો વીરશૈવોએ પરંપરાથી યાદ રાખ્યા નથી, વાસ્તેજ નિરૂપાય છે. નહિ તો અનેક અવતારાં પુરૂષોની નામાવળી દઇ શકાત. એક મહાનુભાવ બસેશ્વ-રનું નામ વીરશૈવોએ સ્મૃતિપટ પર કોતર્યું છે. તેજ નામ તેટલું યાદ રેહવાનું કારણ તેમનો અવતાર થઇને સેંકડો વર્ષો થયાં નથી, તે એક હશે. અને તેમણે અલૌકિક કામ કર્યું એ પણ હોઇ શકે. ઉલટ તેમનાજ જેવા બીજા અવતારી પુરૂષોના નામો વીરશૈવોએ સ્મરણમાં રાખ્યા નથી, તેનું એક કારણ શ્રીમદ બસે-વેશ્વર સંબંધી પ્રચલિત પરસ્પર ભિન્ન કલ્પના પરથી માલૂમ થાય છે. હાલમાં શ્રીમદબસવેશ્વરને વીરશૈવમત સંસ્થાપકના જોડના તો

શું પણ "એકમેવ" સંસ્થાપક માનનારા જેમ વીરશૈવો છે તેજ પ્રમાણે તેમને "કુલાંગારા સબગોલંદાર કરનાર સંસ્કૃતિવિનાશક." એવા અયોગ્ય વિશેષણોથી સંબોધનારા પણ છે. તેમની અમુલ્ય કામગીરીની જેમને કિંમત નથી તેજ તેમની ટીકા કરે એ દેખીતું છે. તેજ પ્રમાણે બીજા મતોદ્ધારક મહાત્માઓની અગાઉ આવી ટીકા થઇ હશે તેથી કદાચ વીરશૈવો તેમના નામો ભૂલી ગયા હશે, એમ કહેવાને હરકત નથી. કોઇ કહેશે કે રાવણ જેવા અત્યંત અનીતિમાન રાક્ષસનું નામ અજરામર થયું, તો કેટલાક અવતારી પુરૂષો કોઇના ધારવા પ્રમાણે કેટલાએ અનાચારી હોય તો પણ તેમના નામ ટકવાને હરકત નહિ. આને જવાબ એટલોજ કે સર્વાનુમતે અનાચારી થયેલા માણસોનું નામ અજરામર થઇ શકે, પણ જેમની બાબતમાં મતભેદ હોય, તેમનાંજ નામો લોકોના સ્મરણમાંથી લુપ્ત થાય છે, એવું અમારૂં કહેવું છે. મહાનુભાવ બસેવેશ્વર પ્રમાણે જે મહાન પુરૂષોની બાબતમાં મતભેદ થયો, તેમનાંજ નામો વિસ્મરણ થયાં, એ દેખીતું છે.

બસવેશ્વરનું નામ હજી લોકોને યાદદાસ્તીમાં છે, તેનું કારણ તે થોડા વખત પહેલાં થઇ ગયા. તેમની બાબતમાં જો વિરૂદ્ધ કલ્પનાઓ ચાલવા દઇશું, તો તે પણ વિસારે પડવાનો સંભવ છે. એ બાબત લક્ષમાં લઇ મહાનુભાવ બસવેશ્વર વિષે ગેરસમજ દૂર કરવો એજ આપણું કર્તવ્ય છે. વીરશૈવમત સ્થાપક પંચાચાર્યો વિષે થોડી હકીકત પ્રારંભમાં એકાદ પ્રકરણમાં આપી છે. અવતારી ઉદ્ધારકોના નામો ઇતિહાસમાં મળી આવતા નથી. એક મહાનુભાવ બસવેશ્વરનું નામ લખેલું છે. તેમનું ટુંક જીવનચરિત્ર.

આ પ્રકરણમાં દેવાનો ઇરાદો છે. સંસ્કૃતિ સ્થાપક અને ઉદ્ધારકની જેમ પ્રસારક અને પ્રતિપાલકને ઘણુંજ મહત્વ સંસ્કૃતિ રક્ષણની દૃષ્ટિએ છે. વીરશૈવ સંસ્કૃતિના ઉદ્ધારક, મહાનુભાવ બસવેશ્વરની જેમ ઘણા થયા હશે. પણ તેમના નામો ઇતિહાસમાં લખેલા નથી. તેજ પ્રમાણે વીરશૈવ સંસ્કૃતિના અસંખ્ય પ્રચારક અને પ્રતિપાલકની સ્થિતિ થઇ છે. વીરશૈવ સંસ્કૃતિના પ્રચારક એટલે માહેશ્વર વર્ગ છે. આ વર્ગનો ઇતિહાસ અનેક મઠોમાંથી મળે તેમ છે. પણ તે સારૂ કેટલો પ્રયત્ન કરવા પડશે, તે વીરશૈવોને કહેવાની જરૂર નથી. ગામોગામ ઘણાજ મઠો છે. તે તે મઠોમાં જુના શિલાલેખો અને કાગળપત્રો ઘણેજ ઠેકાણે હોય છે. તે ઉપરથી ઘણોજ જુનો ઇતિહાસ મળવાનો સંભવ છે. તે માટે અનેક વિદ્વાનોને કેટલાક વર્ષો શ્રમ લેવો જોઇશે ત્યારે થોડુંઘણું કામ થશે. આચાર્યોના પાંચ મુખ્ય મઠોની પરંપરાનો જ્યાં સવિસ્તર ઇતિહાસ મળવો અશક્ય; તો પછી ગામોગામના મઠોનો ઇતિહાસ ભેગો કરવાની વાત તો ક્યાંથી કરવી! આ પ્રકરણમાં થોડાક પ્રમુખ માહેશ્વરો વિષે અમે લખી શક્યા હોત તો ઘણો આનંદ થાત; પણ તે બાબતની માહિતી થોડી હોવાથી અમારો નાઇલાજ છે. પ્રસારક પ્રમાણે પ્રતિપાલક વર્ગનો ઇતિહાસ લખવાની જરૂર છે. ઘણે ભાગે કોઇપણ સંસ્કૃતિનો ઇતિહાસ સંસ્થાપક, ઉદ્ધારક અને પ્રચારક કરતાં પ્રતિપાલકને લઇને ઘણોજ થાય છે. વીરશૈવ ઇતિહાસ અનેક રણ ધુરંધર ક્ષત્રિયોએ સુશોભિત કર્યો છે. અનેક સાહસી વેપારીઓએ પરદેશમાં વેપાર કરી અને ઘણું દાન ધર્મ કરી, વીરશૈવ

સંસ્કૃતિને શોભા આપી છે. કેટલાક કારીગરોએ અને ધંધા-વાલાઓએ સંસ્કૃતિના ઉત્કર્ષમાં વધારો કર્યો છે. આ સર્વ ઇતિહાસ સંસ્કૃતિના અનુયાયીઓના સ્મરણમાં હંમેશાં તાજો હોવો જોઇએ. પણ દુર્દૈવની બાબત એ છે કે કેટલાક વીરશૈવ રણ ગજાવનાર સ્ત્રીપુરૂષો વિસારે પડયા છે, અને તેમના નામ નિશાનો પણ રહ્યા નથી. અનેક વીરશૈવ પેઢીઓની સંપત્તિની ધુળધાણી થઇ હોય તો પણ કેટલાકના સ્મારકો મઠમંદિરના રૂપે થયાં છે. લાખોં વીરશૈવ કારીગરો અને ધંધા કરનારા શિવૈકય આજસુધી થયા હશે તો પણ મઠમંદિર રૂપી સ્મારકમાં તેમનો વધારો છે. આ સર્વના નામો કોઇને ખબર છે? પરંતુ નામ નિશાન અને તવારીખ શિવાય હાલનો ઇતિહાસ બની શકતો નથી. પણ વીરશૈવ મહાન્ પુરૂષોનું ગમે તેટલું વિસ્મરણ થયું હોય તો પણ વીરશૈવ ઇતિહાસ લખવો શકય છે. માત્ર તે દૃષ્ટિએ અનેક સંશોધકોએ અને વિદ્વાનોએ પ્રયત્ન કરવાની જરૂરી છે. એવો પ્રયત્ન થયે બીજી કોઇપણ સંસ્કૃતિના જેટલો જ વીરશૈવ ઇતિહાસ થશે. પણ આ પ્રકરણનું કંઇ તે કામ નથી. કેટલાક ઇતિહાસ પ્રસિદ્ધ પુરૂષોની હકીકતો અમે દઇ શકતા નથી. તો પછી સંશોધન કરીને દેવાની તો વાત કયાં રહી! તેજ પ્રમાણે બસવકાળમાં થઇ ગએલા અનેક શરણોના પુરાણો મળે છે, તો પણ અમે તેમના ચરિત્રો અહીંઆ આપી શકતા નથી. તે બદલ દીલગીર છીએ. શિવાય કે. આપ્પા સાહેબ વારદ, શિરસંગીકર દેસાઇ, અસ્થાન વિદ્વાન કરીબસવ શાસ્ત્રી, વિરૂપાક્ષશાસ્ત્રી, વિગેરે હાલના મહાન પુરૂષોના જીવન

ચરિત્રો આ પ્રકરણમાં આપી શકતા નથી. ખરી રીતે ઉપલા સર્વ સંસ્કૃતિ પ્રતિપાલકોના સંક્ષિપ્ત ચરિત્ર દેવાં એજ આ પ્રકરણનો ઉદ્દેશ છે. પણ માહિતીના અભાવે અને જગ્યાની સંકોચને લઇને મહાનુભાવ વસવેશ્વરનું જ ચરિત્ર માત્ર અહીંઆ આપવાનો વિચાર કર્યો છે.

## બસવેશ્વરનું ઉચ્ચ કુળ.

વિજાપુર જીલ્લામાં બાગેવાડી નામનું એક તાલુકાનું ગામ છે. ત્યાં ઇંગળેશ્વરનું દેવાલય હોવાથી એ ગામને પહેલાં ઇંગળેશ્વર બાગેવાડી કહેતા. પણ હાલમાં ' બસવન બાગેવાડી ' નામ જ રૂઢ છે. એ ઇંગળેશ્વર દેવસ્થાનના પુજારી લિંગભટ મડગી એ બસવેશ્વરના દાદા હતા. તેમના વડીલ મહાદેવ ભટ, તે ગામના પટેલ હોવાથી તેમને માદરસ કહેતા હતા. બસવેશ્વરના માતોશ્રીનું નામ માદલાંબિકા હતું. તે સાધ્વીને ઘણાં જ દિવસ સંતાન પ્રાપ્તિ ન થયાથી તેણી ચિંતાતુર થઇ અને તેણીએ એક માહેશ્વરના કહેવાથી નંદીવ્રત શરૂ કર્યું. તે વ્રતના પ્રતાપે બસવદેવે તેણીના ઉદરે જન્મ લીધો. આ પ્રમાણે બસવદેવનો જન્મ શિવપૂજક બ્રાહ્મણને ઘેર નંદીવ્રત કરનારી સાધ્વીને ઉદરે થયાથી લૌકિક દષ્ટિએ જોતાં પણ ઉચ્ચ કુળમાં જ જન્મ હતો, એ દેખીતું છે. તેમના પર દોષારોપ કરનાર લોકોએ આ બાબત જરૂર ધ્યાનમાં લેવી જોઇએ કે પારમાર્થિક દષ્ટિએ બસવેશ્વર કુલ જ તો હતા જ, પણ લૌકિક દષ્ટિએ પણ તે કુલ જ હતા અને અનેક કુળોનો ઉદ્ધાર કર્યો. માદલાંબિકા સાધ્વીને ઉદરે માનતાના ફલથી એકલા બસવેશ્વરે જન્મ

લીધો. તે પરથી પોતાની બેન બિજ્જલને આપીને સચિવપદ પ્રાપ્ત કર્યું, એવા ખોટા આરોપ કરનાર લોકોની દુષ્ટતા નજરે પડે છે.

## જન્મ અને બચપણ.

શ્રી બસવેશ્વરનો જન્મ ઇ. સ. ૧૧૩૨ માં વૈશાખ સુદ ત્રીજને દિને થયો. જન્મ થયા ભેગું બાળક રડે છે; પણ બસવની વાચા બે ત્રણ દિવસ બંધ હતી, અકસ્માતે એક દિવસે જટાધારી મુનિ માદરસની ઘેરે આવ્યા. અને તેણે છોકરાના ગળામાં શિવલિંગ બાંધી, ભસ્મ લેપન કરી, બાલમુખને સ્પર્શ કર્યાથી બસવને વાચા ફૂટી. "પુત્રના પગ પારણામાંથી જ વરતાય" એ કહેવત પ્રમાણે અવતારી પુરૂષના ચરિત્રમાં આવી કંઇક અજબ વાત હોય છે. સામાન્ય નિયમ પ્રમાણે બચ્ચાંની પ્રગતિ જે પ્રમાણે થાય છે તેના કરતાં ઝપાટાથી બસવ વધવા લાગ્યા. વિચાર પ્રદર્શિત કરતાં આવડતાં જ બસવ માતપિતાને અનેક પ્રશ્નો પૂછી કંટાળો લાવતા. તેમના પ્રશ્નોને જવાબ આપવા સમર્થ આગેવાડીમાં તો કોઇ હતો નહિ. માબાપ કંઇપણ સમજૂતી કરવાનો પ્રયત્ન કરતા; પણ તેની તેથી સમજૂતી થતી નહિ, અને સવાલ અધુરોજ રહેતો. આવા પ્રતિભાશાળી બાળક પાસે યોગ્ય અધ્યયન કરાવી લેવાનો માદરસને વિચાર થયો. પણ ગામમાં માહેશ્વર પંડીત કોઇ ન હતો. અને એકલા એક જ છોકરાને બીજે ગામે મોકલવાને અચકાતા હતા, પણ આ બાબત કેવળ તેમની મરજી ઉપર થોડી જ હતી! પરંતુ બસવે પોતાનો માર્ગ પોતે જ ઓળખ્યો.

## દીક્ષા વિધિ અને ગૃહત્યાગ.

તે કાળમાં યજ્ઞમાર્ગી બ્રાહ્મણોનો પ્રભાવ ઘણો હતો એમ દેખાય છે. માદરસે બસવને ઉપનયન સંસ્કારનો ઘાટ ઘડયો. પણ ચાલાક બસવે તે ઘાટ પાર પાડવા દીધો નહિ. મને જન્મ-દીક્ષા દેવામાં આવી છે. હવે આ બીજી દીક્ષાની શી જરૂર છે ? એમ તે વડીલને કહેતા. પણ લોકોની ખાતર દીક્ષાસમારંભ કરવાનો ઘાટ માદરસે કર્યો હતો. તે પ્રમાણે તે દિવસ આવ્યો. દીક્ષાવિધિ શરૂ થવાની પહેલાં બસવે છાતી ઠોકીને કહ્યું કે "જન્મથી જે ગુરૂએ મને લિંગદીક્ષા દીધી છે તેમની પ્રતારણા કરી, હું બીજા ગુરૂ પાસેથી ફરી દીક્ષા લઇશ નહિ. જન્મદીક્ષા આપેલ ગુરૂની શોધ કરી તેની સેવા કરી જ્ઞાન પ્રાપ્તિ કરી જન્મ સાફલ્ય કરવું એજ મારૂં કર્તવ્ય છે. ઉપનયન વિધિનો ખરો અર્થ પણ ગુરૂ પાસે જવું જ છે. માટે ક્રિયાકાંડમાં ન પડતાં મને ગુરૂને ત્યા જવાની રજા દો." એટલું કહી બસવ થોભ્યા નહિ, પણ તેમણે ઘર છોડયું. તેમનો નિશ્ચય જોઇ, માદરસે જાતવેદી મુનિના આશ્રમનો તપાસ કરી ત્યાં બસવને મૂકયા. તેમની સર્વ વ્યવસ્થા કરવા સારૂ એક નાતેલી બાઇને રાખવામાં આવી.

## શિવાગમોનું અધ્યયન.

જેના હસ્તસ્પર્શથી બસવને વાચા ફૂટી અને જેણે જન્મ-દીક્ષા આપી તેજ આ જાતવેદી મુનિ હતા. કૃષ્ણા અને મલપ્રભાના સંગમ પર આ મુનિનો આશ્રમ હતો. આવા આશ્રમો મારફત

પ્રાચીન કાળમાં સંસ્કૃતિનું રક્ષણ અને પ્રચારકાર્ય થતું હતું. આજ આશ્રમમાં બસવેશ્વર અઢાર વર્ષો રહ્યા, અને તેમણે વેદશાસ્ત્ર અને વીરશૈવાગમોનું અધ્યયન કર્યું. સંગમક્ષેત્રે દરવર્ષે યાત્રા થતી, ત્યારે બસવનું પ્રવચન થતું. તેમના વ્યાખ્યાનની શૈલીથી એટલી લોકો પર છાપ પડી કે દૂર દૂરના લોકો પણ સંગમક્ષેત્રે આવવા લાગ્યા. બસવેશ્વરની વિદ્વત્તાની કીર્તિ ચોગમ ફેલાઇ. પણ આટલી વિદ્વતા હોવા છતાં, તે ગ્રંથો રચવાની ભાંજગડમાં પડયા નહિ. કારણ તે કીર્તિના લોભી ન હતા. તત્ત્વજ્ઞાનનો પ્રસાર ગ્રંથ રચના કરતાં પ્રવચનથી એકદમ અને સહેલાઇથી થાય છે, તેથી પ્રવચનનો માર્ગ સ્વિકાર્યો હતો. અધ્યયન કાળમાં તે જાત્રા જેવા પ્રસંગેજ પ્રવચન કરતા. કલ્યાણ પટ્ટણમાં તેમની ઘેર શિવભક્તોની આવજાવ હંમેશાં હતી અને બસવદેવનું પ્રવચન હંમેશાં ચાલુ રહેતું. તેમના કાનડી ભાષામાં લખેલા વચનો જે શિવચરણોને યાદ રહ્યાં છે. તે ઉપરથી શિવાગમનું અધ્યયન કેટલું અગાધ અને અનૂભવપૂર્ણ હતું તે દેખાય છે. આવી સ્થિતિ હોઇ તેમણે ગ્રંથરચના કરી નહિ, આનું કારણ તેમણે એકાદ નવો સંપ્રદાય સ્થાપવાનો ન હતો. પણ ફકત પંચાચાર્ય પ્રણીત વીરશૈવ તત્ત્વજ્ઞાનનો પ્રસાર કરવાનો હતો. પંચાચાર્ય અને શિરશરણોના ધર્મપર ગમે તેવા ભાષ્યો લખવાની ઇચ્છા ન હતી. અને તેથીજ શંકર, રામાનુજ વિગેરે આચાર્યોની જેમ સ્વતંત્ર ગ્રંથ રચના તેમણે કરી નથી.

## ગૃહસ્થાશ્રમનો સ્વિકાર.

બસવદેવની તપશ્ચર્યાની, વિદ્વતાની અને પ્રવચન કૌશલ્ય-

ત્તાની કીર્તિ કલ્યાણના બલદેવ સચિવના કાનપર ગયા વગર રહી નહિ. બલદેવ સચિવ એ બસવદેવના મામા હતા. કર્નાટકના રિવાજ પ્રમાણે માતુલ કન્યા ઘણે ઠેકાણે વિવાહ સારૂ પસંદ કરે છે. બલદેવને એકની એક છોકરી હતી, અને તેણીને બસવદેવને આપવાનો તેમના મનમાં વિચાર ઘોળાયા કરતો હતો. પણ બસવદેવની વૈરાગ્યવૃત્તિ જોઇ વિવાહની વાત કાઢવાની હિંમત તેમની થતી ન હતી. છેવટે તે વાત તેમણે જાતવેદી મુનિ પાસે કરી. ગંગાબિકાને પણ જાતવેદી મુનિએજ જન્મદીક્ષા દીધી હતી; તેથી આ જોડી યોગ્ય થશે એમ તેમને પણ લાગ્યું; અને તે પ્રમાણે બસવદેવને ઉપદેશ કર્યો. બસવદેવે ગુરૂ આજ્ઞા માથે ચઢાવી અને કલ્યાણપટ્ટણમાં ઘણા ભપકાથી બસવદેવના વિવાહ થયા. માદરસ અને માદલાંબિકાના મનની કાળજી દૂર થઇ. અધ્યયન પુરૂં થવાથી બાગેવાડીમાં થોડા દિવસ વ્યતિત કર્યા પછી બસવેશ્વર ઘર જમાઇ તરીકે કલ્યાણપટ્ટણમાં આવી રહ્યા. ત્યાં તેમના નિત્ય ધર્મપ્રવચનો થતાં. તે જુદી જુદી લિપિઓ વાચવામાં ઘણા કુશળ હતા, અને તેમણે બીજી કેટલીક વિદ્યાઓ સંપાદન કરી હતી. આ વિદ્વતાની છાપ બિજ્જલ રાજા ઉપર પડવાથી બસવદેવને દરબારમાં રાખી લીધા.

## સચિવપદની પ્રાપ્તિ.

પ્રાચીન કાળમાં દીવાનગીરી ઘણે ઠેકાણે વંશપરંપરાજ મળતી હતી. બલદેવ મંત્રીને પુત્ર સંતાન ન હોવાથી તેમના અસંખ્ય સંપત્તિના વારસ જેમ બસવદેવ હતા, તેમજ સચિવ પદને પણ તેજ વારસ હતા. તેમાં અનેક વિદ્યાઓમાં પારંગત

હોવાથી બસવદેવે બિજ્જલ તેમજ બીજા મિત્રમંડળો પર સારી છાપ પાડી હતી. તેથી બલદેવ પછી બસવદેવને કલ્યાણનું સચિવ પદ મળ્યું હોય તો તેમાં કંઇ આશ્ચર્ય નથી. સામાન્ય રીતે વિચાર કરો અથવા લિંગાયત મત પ્રસારકની કિંમત ઓછી કરવાના હેતુથી ખાસ કરીને ગમે તેવા આરોપો બસવેશ્વર પર આ બાબતમાં મૂકવામાં આવે છે; પણ અમે ઉપર આપેલી હકીકત વાંચીને, સ્વાભાવિક અને સરળતાથી બસવદેવને સચિવપદ કેવી રીતે મળ્યું તે માલુમ થાય છે. તેથી દુષ્ટ બુદ્ધિથી કરેલા આરોપોનું એની મેળેજ ખંડણ થાય છે, એ દેખીતું છે. બસવદેવે તેમની કારકીર્દીમાં રાજ્યની ચઢતી કરી. રાજ્ય કારભારનું કામ પોતે નિયમિતરીતે દરરોજ જોતા. પક્ષપાત અથવા અન્યાય તેમના હાથથી થવાનો સંભવ ન હોવાથી, સર્વ પ્રજા તેમના પર સંતુષ્ટ હતી. વીરશૈવમત પ્રસારનું કામ આખો દિવસ તેમને ત્યાં થતું. પણ સચિવપદના અધિકારનો ઉપયોગ તેમણે આ બાબતમાં બિલકુલ કર્યો નથી. ઉલટ ખરા લિંગધારી એજ કુલજ છે; એ તેમની શિખામણનું પરિણામ થઇ જ્યારે રોટીબેટી વ્યવહારની બાબતમાં વર્ણાશ્રમ ધર્મને બાદ આપ્યો ત્યારે રાજધર્માનુસાર કરવામાં આવતા ન્યાયમાં તેમણે વિઘ્ન નાખ્યું નહિ. આ પ્રમાણે ધર્મ પ્રસારની બાબતમાં લૌકિક સત્તાનો બિલકુલ ઉપયોગ નહિ કરનારા બસવેશ્વર જેવા મહાભાગ બહુ જ થોડા ! આમ હોવા છતાં સત્તાની રૂઇએ લિંગાયત મતનો પ્રસાર કર્યો અને સબગોલાકાર કરીને સ્વમત અનુયાયીઓની સંખ્યા વધારી એમ વગર વિચારે કેટલાક કહે છે, એ વિપરીત નહિ કે ?

## સચિવપદ ત્યાગ.

ખુ· બસવેશ્વરની આવી તટસ્થવૃતિ હતી, તો પણ મત પ્રમાનને થતી બાધા બીજાઓને સહન થઇ નહિ હરળય્યા મોચી એ બસવેશ્વરનો નિસ્સીમ ભક્ત હતો તેજ પ્રમાણે મધુવરસ નામના બ્રાહ્મણને લિંગદીક્ષાથી થતા કુલજપણાની ખાત્રી થઇ હતી તેથી તે સદ્વૃત્તિનો બ્રાહ્મણ, શિવશરણ હરળય્યાના પુત્રને કન્યા આપવા તૈયાર થયો. પણ આ તેમના કૃત્યથી ચારેબાજુ દેશમા ખળભળાટ થયો. તેથી કાયદા પ્રમાણે તેમને શિક્ષા કરવી પડી, અને તેમને બળદના પગે બાધી જીવતા મારવામા આવ્યા. આવા અનેક બનાવો થવાથી વીરશૈવોના મનો પ્રક્ષુબ્ધ થયા હતા પણ બસવેશ્વરે પોતાની શાતવૃત્તિને બિલકુલ ડગવા દીધી નહિ. અને સચિવપદનુ કામ નિર્વિકાર રીતે ચાલુ રાખ્યુ. તેમની આવી વૃત્તિથી વીરશૈવોને પણ ઘણી ચીડ ચડી હતી. પણ વીરશૈવ મતનો તે પરિણામકારક ઉપદેશ કરતા હોવાથી આ નવ જાગૃતિ ઉત્પન્ન થઇ છે, તેથી બિજ્જલ રાજાને પણ રોષ આવ્યો હતો જંગમોનો સબધ છોડો એમ તેણે બસવેશ્વરને ઘણી વખત કહ્યુ, પણ તેમ કરવાની તેણે ના કહી રાજ્યકારભાર મા કોઇ વખતે પક્ષપાત પણ ન કરવાથી બિજ્જલ રાજાને તેની ભૂલ કાઢવી મૂશ્કેલ હતી પણ વીરશૈવોની નવ જાગૃતિના એ ઉત્પાદક છે એમ ખાત્રી થવાથી, તેમને હરાવવાના હેતુથી મત્રી મડળ વારવાર કાન ભભેરણી કરતા છેવટે એક વખતે તેણે "આપ જંગમનો સગ છોડો અથવા સચિવપદ છોડો" એમ ચોકખુ કહ્યાથી "કૂડલસંગમદેવના શિષ્યોનો સંબધ પ્રાણ જાય

તો પણ છોડવો શકય નથી." એમ જવાબ દઇ શ્રી બસવેશ્વરે સચીવપદનો ત્યાગ કર્યો.

## મત પ્રસારવાની પદ્ધત.

સત્ તત્ત્વ એસ્વયં પ્રકાશી હોય છે. તેને પ્રકાશમાન કરવા સારૂ ભૌતિક સાધનોની જરૂરજ હોતી નથી. ભૌતિક સાધનો દ્વારાજ તે દૃશ્યમાન થાય છે ખરૂં: પણ તે તેના પર અવલંબીને હોતું નથી. ખરા મહાનુભવોને આ સિદ્ધાંત માન્ય હોય છે અને તેથી સ્વમત પ્રસારવા સારૂ ઉતાવળીયા થઇ ગમે તે ઉપાયો યોજવાના પ્રયત્ન કરતા નથી. સામાન્ય માણસો પોતાનું કહેવું ખરૂં કરવા સારૂ અને તે બીજાઓને માન્ય કરાવવા, ગમે તેવો આડકતારો રસ્તો સ્વિકારે છે, અને તેમને આ દુનિયામાં ગર્હ્ય પણ માનવામાં આવે છે. પણ તેજ વામમાર્ગો ધાર્મિક માનેલા સિદ્ધાંતો અને રીવાજોનો પ્રસાર કરવામાં યોજવામાં આવે તો તે માત્ર પવિત્ર માનવામાં આવે છે, તેમાં આશ્ચર્ય નહિ કે ? ધર્મના નામપર યુદ્ધો થાય છે. લોકોને લૂટાય છે. તેમને ખોટું કહેવામાં આવેછે અને તે માટે તેમના માન્ય થયેલા ગ્રંથોનો ગમે તેવો અર્થ કરી ભાષ્યો પણ રચાય છે. અને આવા બીજા ઘણી જાતના જુલમો સમાજે પર ધર્મના નામ પર થાય છે. પણ તે ધર્મના નામ પર હોવાથી યોગ્ય ગણાય છે. તો પણ માનવું અને ખરેખરૂં હોવું એમાં જે ફરક છે, તે કંઇ નષ્ટ થતો નથી. ખોટી માન્યતા ઘણા દિવસ ટકતી નથી અને વસ્તુસ્થિતિનો પ્રભાવ પડયા વગર રહેતો નથી. તેથી જ દરેક ધર્મના મૂળ સિદ્ધાંતો અબાધિત રહ્યાં હોય તો પણ તેમનું સ્વરૂપ દરરોજ ફરે છે. સમાજની

ધર્મ સંબંધે જે માન્યતા હોય છે અથવા કરી દેવામાં આવે છે, તે વસ્તુસ્થિતિ આગળ ઘણા દિવસ ટકી શકતી નથી અને છેવટે તે નાશ પામે છે. મહાનુભાવ બસવેશ્વર આ બાબત સમજ્યાથી ધર્મ પ્રચાર સારૂ ખોટી ધાંધલ કરી નહિ, લોકોના ધનનું હરણ કર્યું નહિ, સમાજને ગમે તેવી જાતની સલાહ આપી નહિ; અને તેજ ખરી છે એમ બતાવવાની ખાતર પ્રાચીન ધર્મ ગ્રંથોપર ભાષ્યો તો લખ્યા નહિ, તેમજ નવીન ગ્રંથો પણ રચ્યા નહિ. હાથમાં પુષ્કળ સત્તા અને સંપત્તિ હોવાં છતાં તેનો સ્વમત પ્રસારવા તરફ ઉપયોગ કર્યો નહિ; મત પ્રચારવા સારૂ કોઇ વખતે પણ તેમણે મુસાફરીઓ પણ કરી નહિ. લોકોને પોતાના ધર્મમાં લેવા અન્નદાન, દવાખાના વિગેરે વ્યવહારિક સહાય્ય કરવાના ઉપાયો યોજ્યા નહિ. આ એક જાતની લાલચ છે, તે ધર્મ માન્ય થવા કારણી ભૂત થતી નથી. ધર્માચરણ અને નિરપેક્ષ ધર્મોપદેશ આ બે જ સર્વમાં પરિણામકારક અને નિર્દોષ માર્ગ છે. એ બંન્ને માર્ગ શિવાય બીજા કોઇપણ માર્ગનો સ્વિકાર બસવેશ્વરે કર્યો નહિ. તેમની નિરપેક્ષ ધર્મોપદેશની પદ્ધતિને લઇને અનેક વિદ્વાનો અને અસંખ્ય સામાન્ય લોક તેમના તરફ આકર્ષાયા, અને તેમના પવિત્ર આચરણને લઇને તેમની સર્વેપર છાપ પડી. તેમનો વિનય, તેમની ત્યાગવૃત્તિ, અને સમભાવના, તેમની નિઃસ્સીમ ઇશ્વિરાર્પણ બુદ્ધિ, આડંબર વિજ્ઞાનતા વિગેરે ગુણોને લઇને તે લોકપ્રિય થયા અને ક્રાંતિકારક બની શક્યા. તેમણે લૌકિક વ્યવહારમાં હાથ ઘાલ્યો નહિ. અમુક એક ધંધો કે પહેરાવ ધર્મ્ય છે, એમ ઠરાવ્યું નહિ, તેમજ કોઇપણ ધંધો કે પહેરાવ અધર્મ્ય પણ ઠરાવ્યો નહિ. તેથી સર્વ ધંધાના,

જાતના અને રૂચિના લોકો તેમના શિષ્યો થયા અને તેઓએ તેમના મતનો પ્રચાર કર્યો. જુદીજુદી જ્ઞાતિના પુરૂષો પ્રમાણેજ સ્ત્રીઓ પણ તેમની અનુયાયીઓ હતી. એકંદરે સાદા અને પવિત્ર જીવનથી અને સહજગમ્ય ઉપદેશથી સમાજને તેમણે આકર્ષ્યો અને ક્રાંતિ કરી. હલકા લોકોને ઉશ્કેરીને તેમણે ક્રાંતિ કરી નથી, અથવા સામાન્ય લોકોને લાલચો આપી પોતાના ધર્મમાં દાખલ કર્યા નથી. આડંબર અથવા ગ્રંથોનું અને ગુરૂનું બંડ ફેલાવી અથવા બીજી કોઇપણ રીતે અડ્ડા જમાવી તેમણે લોકોને એકઠા કર્યા નહિ. અથવા દૈવી ગપ્પા મારી સમાજને ઝૂકાવ્યો પણ નહિ. તેમણે સત્ય છૂપાવ્યું નહિ, અને બીજા ઉપર તે લાદવાનો પ્રયત્ન કર્યો નહિ. આમાંની દરેક બાબત કરવાની શક્તિ હોવા છતાં, તેમણે તેમ કર્યું નહિ, એમાંજ તેમની વિશેષતા છે. આ પ્રમાણે બીજા કોઇપણ ધર્મ પ્રસારકો કરતાં મહાનુભાવ બસવેશ્વરની ધર્મ પ્રસારવાની પદ્ધત તદન જુદી હતી અને તે અતિશય શુદ્ધ અને સ્પૃહણીય હતી, એમ કહેવામાં હરકત નથી. તેમના આ ગુણોથી જ આટલી વિચિત્ર ક્રાંતિ થઇ તોપણ સમાજમાં વિચિત્ર પરિવર્તન થયું નહિ, અને તે ક્રાંતિમાંથી નવીન થયેલો સમાજ કોઇપણ દૃષ્ટિએ અપાયકારક થયો નહિ. બીજી કોઇપણ ક્રાંતિનો ઇતિહાસ જોઇએ તો ઉપલી બન્ને બાબતો નજરે પડશે. પણ બસવેશ્વરે કરેલી ક્રાંતિમાં તે દોષ ન હોઇ, તે ચીરકાલી, શુભ પરીણામી, અને વિસ્તિર્ણ પ્રમાણ પર થઇ. આનું સર્વ શ્રેય તેમના સ્વમત પ્રસારવાની વિશિષ્ટ પદ્ધતને જ છે.

## અહિંમા ગ્રતાર્થ આમત્યાગ.

જગમોના પ્રેમ ખાતર મહાનુભાવ બસવેશ્વરે સચિવપદ ત્યાગ કર્યા પછી, મત પ્રસારવા સારૂ તેમને ઘણો વખત મળવા લાગ્યો તે સારૂ તે કોઇ દિવસ કલ્યાણપટ્ટણ છોડી બહાર ગયા નહિ તોપણ રાજકારણની ચિંતા ઓછી થવાથી સમાજકારણ અને ધર્મકારણનો વિચાર કરવા તેમને ઘણોજ અવસર મળવા લાગ્યો અને આવનાર જનાર અય્યા જગમો પાસેથી તેઓ આ મત પ્રસારવાનુ કામ કરવા લાગ્યા બારમા તેરમા સૈકામા દક્ષિણમા જે અપૂર્વ ક્રાતિ થઇ, તેની સર્વ તૈયારી બસવેશ્વરના આ કૂમ્મદના વર્ષોમા થઇ, એમ કહેવામા કઇ હરકત નહિ. તેમણે જે સિદ્ધાતો જાહેર કર્યા તે સુદર્શનચક્રની જેમ ફરતા રહ્યા અને તેથીજ અપૂર્વક્રાતિ થઇ શકી પણ દુર્દૈવે ક્રાતિના ચક્રની ગતિ કાયમ રાખવા મહાનુભાવ બસવેશ્વરથી વધારે વર્ષો કલ્યાણપટ્ટણમા રહેવાયુ નહિ એક મહાન્ તત્ત્વના પ્રતિપાલન ખાતર તેમને કલ્યાણપટ્ટણ છોડવુ પડયુ. બસવેશ્વરના પ્રવચનથી લિંગાયતોની સખ્યા વધવા લાગી અને આ નવા લિંગાયતોથી વર્ણાશ્રમ ધર્મના જુના બધનો તુટવા લાગ્યા આ બન્ને કારણથી જ યજ્ઞમાર્ગી વૈદિક અને જૈન ધર્મીય ઘણાજ ચિડાયા, અને તેઓએ બિજ્જલ રાજાને વર્ણાશ્રમ ધર્મનુ સરક્ષણ કરવા પ્રેરીત કર્યા તેથી અનેક લિંગાયતો પર જુલમ થવા લાગ્યો અને તેથી કેટલાક અય્યા જગમોને સતાપ ચઢયો એટલામા જ બસવેશ્વરે સચિવપદ ત્યાગ કર્યો તેમ કરવાને બીજુજ કારણ થયુ જ્યારે બસવેશ્વર સચિવ-

પદારૂઢ હતા ત્યારે લિંગાયત મત પ્રસારવા સારૂ તેનો ઉપયોગ કોઇ દિવસ થયો નહિ. તો પણ સચિવપદનો ત્યાગ આ વખતે કેટલાક અય્યા જંગમોને ઉશ્કેરણી રૂપ થયો. આપણા પર આવતાં સર્વ દુખોનું કારણ બિજ્જલરાજા છે એમ તેઓને લાગ્યું અને તેને યમ લોકમાં પહોંચાડવાનો ઘાટ ઘડયો. મહાનુભાવ બસવેશ્વરને આ વાતની ખબર પડી ત્યારે તેઓને આ કૃત્યમાંથી અટકાવવા ઘણોજ પ્રયત્ન કર્યો, પણ અય્યા જંગમોના નિશ્ચય આગળ કાંઇ ચાલ્યું નહિ. છેવટે જે રાત્રે બિજ્જલરાજાનું ખૂન થયું તેજ રાત્રે તેમણે કલ્યાણપટ્ટણ છોડયુ. કેટલાકનો મત એવો છે કે મહાનુભાવ બસવેશ્વરને આ કૃત્ય પસંદ હતું. ઘણે ભાગે આ ખૂનમાં તેમણે ભાગ લીધો હતો તેથી આવતી આપત્તિને ટાળવા માટે કલ્યાણપટ્ટણનો તેમણે ત્યાગ કર્યો. તેમના પ્રસિદ્ધ થયેલ કેટલાક વચનો-પરથી અને તેમની શ્રેષ્ઠ મનોવૃત્તિને લઇને અમને ઉપલો મત ખરો લાગતો નથી. રાજહત્યા જેવી પડે નહિ એ હેતુથી અને અહિંસા વ્રતના પ્રતિપાલન ખાતરજ તેમણે કલ્યાણપટ્ટણ છોડયું. જેણે ખૂન કર્યું, તે ચન્નબસવેશ્વર વિગેરે આવતી આપત્તિ ટાળવા રાતોરાત સટકયા. અને ત્યાર પછીનું જીવન કારાવારના જંગલમાં પસાર કર્યું. ઉળવી ક્ષેત્ર એ અય્યા જંગમોના વાસ્તવ્યને લઇનેજ પવિત્રતા પામ્યું છે, અને તે હાલમાં એક તિર્થસ્થાન થયુ છે.

## સંગમ ક્ષેત્રે શિવૈકય

કલ્યાણપટ્ટણ છોડી મહાનુભાવ બસવેશ્વર જે નિકળ્યા તે સંગમ ક્ષેત્રે ગયા. અને ઇ. સ. ૧૧૬૮ માં શિવૈકય પામ્યા.

આ અરસામાં તેમનું વય છત્રીસ વર્ષનું હતું. આટલા અલ્પ સમયમાં દક્ષિણમાં પ્રચંડ ક્રાંતિનું બી વેરી તેમણે વીરશૈવ ધર્મનો પુનરૂદ્ધાર કર્યો અને તેના પ્રચારને ચાલના આપી. અનેક રાજાઓએ તેમના અભિમાન ખાતર બીજા સમાજો પર જુલમો કર્યા અને ઉલટ રીતે વીરશૈવ સમાજપર જુલમ થયો. આ ધકકાધકકીમાંથી પણ દક્ષિણમાં આજનો વીરશૈવ સમાજ ટકી રહ્યો છે. કોઇ કહે છે કે મહાનુભાવ બસવેશ્વરે સબગોલંકાર કર્યો; પણ ખરી રીતે લિંગાંગી લોકમાં ભેદ નથી આ સિદ્ધાંતના પ્રતિપાલન શિવાય કાંઇજ તેમણે કર્યું નથી. પણ પરધર્મીય ટીકાકાર તો ચોકખું લખે છે કે રોટીબેટી અને સત્તા તથા દ્રવ્યની લાલચ દેખાડીને બસવેશ્વરે લિંગાયત મતનો પ્રચાર કર્યો. ખરી રીતે એ ટીકામાં કંઇ અર્થ નથી. કારણ બસવેશ્વર મત પ્રસારવા કોઇ દિવસ બહારગામ ગયા ન હતા, અને તે સારૂ આવો વામમાર્ગ સ્વિકારવા તે ઉતાવળા થયા ન હતા. વર્ણાશ્રમ ધર્મનો નાશ કરી યજ્ઞમાર્ગી વૈદિક અને જૈન ધર્મો પર છાપો નાખવાજ તેમણે પ્રયત્ન કર્યો એમ કહેવાવાળા પણ ઘણા છે. પણ તેમનો હેતુ બિલકુલ તેવો ન હતો. પરિણામ તેવું થયું ખરૂ. તેનું કારણ ઉપલા બે ધર્મમાના દોષજ છે. તેમના મત પ્રસારને લઇને વર્ણાશ્રમની રૂઢી જેટલી તૂટી તે ઉલટી વર્ણાશ્રમ ધર્મને મજબૂત કરવાને કારણભૂત થઇ. વર્ણાશ્રમ ધર્મનું સત્તત્વ બસવેશ્વરને જોઇતું હતું અને તેથીજ મહાનુભાવે ધર્મવિરૂદ્ધ કોઇ દિવસ પ્રતિપાદન કર્યું નહિ. લિંગાગી મનુષ્યને વર્ણાશ્રમના બંધનો આડા આવતા નથી એમ કહ્યું ખરૂં; પણ તેથી કંઇ સબગોલંકાર થઇ વર્ણાશ્રમ ધર્મની મર્યાદા છૂટી નથી, અને

અનાચાર થયો નથી. તેમ થયું હોત, તો બસવે-શ્વરે વર્ણાશ્રમ ધર્મનો નાશ કર્યો એમ કહેવાત. પણ તેમણે તેમ કર્યું નથી. નિતિ, સંયમ અને સર્વ જાતની મર્યાદાઓનું પાલન કરવા પર તેમનો વિશેષ ભાર હતો. વૈયક્તિક નીતિને તો બીજા સાધુસંતોની માફક તેમણે મહત્વ દીધું, પણ સામુદાયિક નિતિ પર પણ તેમણે ભાર દીધો. શ્રમજીવન પર તેથીજ કટાક્ષ હતો. એકંદરે તેમના પર મૂકવામા આવતા આક્ષેપો નિરાધાર છે. બસવેશ્વર એ મહાન ધર્માત્મા થઇ ગયા. હિંદુસ્થાનના ઇતિહાસમાં તેમનું નામ અજરાઅમર છે. વીરશૈવ સંસ્કૃતિનો તેમણે પુનરૂદ્ધાર અને પ્રસાર કર્યાથી લિંગા-યતોને તો પ્રાણુની જેમ વહાલા છે. તેમના સંબધે ગમે તેવા તર્કવિતર્કો કરવામાં આવે તોપણુ તેમની ધવલ કીર્તિને બિલકુલ કલંક લાગે તેમ નથી. માટે વીરશૈવ અને બીજા ટીકાકારો તરફ દુર્લક્ષ કરી મહાનુભાવ બસેશ્વરની સ્મૃતિ આપણે કાયમ ગખવી અને તેમણે આપેલી વીરશૈવ સંસ્કૃતિના વારસાનું આપણે રક્ષણ કરવું એજ યોગ્ય છે.

# પ્રકરણ ૬ ઠ્ઠું.



## ખંડન મંડન.

વીરશૈવ સંસ્કૃતિ સંબંધે સર્વ પ્રકારની ચર્ચા જેટલી રીતે કરવી શકય છે, તેટલી રીતે અમે પાછલા પ્રકરણોમાં કરી છે. હવે આ પ્રકરણમાં વીરશૈવ સંસ્કૃતિપર જે આક્ષેપો મૂકવામાં આવે છે, તેનું ખંડન કરવાનો વિચાર કર્યો છે. આવું ખંડન ઠેકઠેકાણે કરેલું છે. પણ તે એક ઠેકાણે કરેથી સવિસ્તર થઇ શકે અને એકદમ ધ્યાનમાં રહેવું સહેલ થાય, તેથી તે અહીંઆ ફરી કરવામા આવે છે. તેજ પ્રમાણે પાછલાં પ્રકરણોની ચર્ચામા કેટલાક નવા વાદગ્રસ્ત મુદ્દાઓ ઉપસ્થિત થયા છે, તે સંબંધી કંઇક ખંડન મંડન કરવાની અમને જરૂરી ભાસે છે, તેથી સામાન્ય આક્ષેપોનું મંડન કર્યા પછી પાછલા પ્રકરણમાંના કેટલાક મુદ્દાઓ પર જે ટીકા થઇ છે, તેનું પણ ખંડન કરી, અમારા કહેવાનું અમે મંડન કરવાના છીએ. આ ગ્રંથ વાંચતી વખતે જેમને જે શંકાઓ આવે, તેનું નિરાકરણ આ પ્રકરણની ચર્ચા વાચ્યા પછી થતું હોવાથી, આ પ્રકરણનું વાંચન થાય ત્યાં સુધી કંઇપણ નિશ્ચિત મત બનાવવું નહિ, એવી તેમને અમારી વિનંતિ છે.

### નાસ્તિકપણાનો આરોપ.

યજ્ઞમાર્ગી વૈદિકો વીરશૈવોને નાસ્તિક કહે છે, એ બાબત સર્વને માલુમ છે. પણ ગમે તેને નાસ્તિક કહેવાની ઘણી વખતે

ઉતાવળ થતી હોવાને લીધે એ શબ્દનો ખરો અર્થ શું છે, તે આપણે પ્રથમ જોઇએ. જેને શ્રદ્ધા અથવા ભાવના નથી એટલે જે કેવળ બહિર્દષ્ટિનો છે તે નાસ્તિક છે. પ્રત્યક્ષ નજરે પડતી બાબત શિવાય દરેક બાબતનેજ ના કહે છે અથવા માનતો નથી, તે જડવાદીને નાસ્તિક કહી શકાય. આવા જડવાદી ઘણે ભાગે વિષયલંપટી અને સ્વાર્થી હોય છે, તેથી જ નાસ્તિક નિંદ્ય ગણાય છે. પણ સ્વમત વિરૂદ્ધ જે જે હોય છે તેને નાસ્તિક કહેવાનો રીવાજ યજ્ઞમાર્ગી વૈદિકોએ પાડયો છે. ષડ્દર્શનકારમાં જે નિરીશ્વરવાદી છે તેમને પણ પ્રથમ ચાર્વાકની માફક પૂર્વ મીમાંસાકારોએ નાસ્તિક કહ્યા. તેજ પ્રમાણે જૈનોને, બૌદ્ધોને પણ તે નાસ્તિક કહેવા લાગ્યા. પણ નાસ્તિકના મૂળ અર્થ પ્રમાણે ઉપલા દર્શનકારોને તે શબ્દ વાપરવો એકદમ નિંદ્ય છે, એમ કોઇ પણ કહેશે. વેદનિંદક તે નાસ્તિક એમ પણ પછી મનાવા લાગ્યું. પણ ઇશ્વરવાદ અને અહિંસાત્મક કર્મકાંડ આ વેદમાંની બે બાબત પરજ શું તે ટીકા થાય છે. આખા વેદની કોઇ નિંદા કરતું નથી, એ ભૂલવું ન જોઇએ. તોપણ આપણે કરેલા વેદાર્થના વિરૂદ્ધ જે કોઇ બોલે તે પણ વેદનિંદક અને તેથી જ નાસ્તિક એમ કહેવાનું રૂઢ થયું. ત્યારબાદ ભાગવતોએ સ્માર્તોને અને વૈષ્ણવોએ શૈવોને અરસપરસ નાસ્તિક કહેવાનો રીવાજ શરૂ થયો. આ પ્રમાણે દરેક સંપ્રદાયનો માણસ બીજા સંપ્રદાયના અનુયાયીઓને નાસ્તિક કહેવા લાગ્યા. એટલુંજ નહિ પણ સ્વસંપ્રદાયના જે લોક સ્વમત વિરૂદ્ધ વર્તન કરતા હોય તેને પણ નાસ્તિક [illegible] શરૂઆત થઇ. ખરી રીતે પ્રત્યક્ષની [illegible] અસ્તિત્વ ન [illegible] સ્વાર્થી અને વિષયલંપટી માનવ [illegible] પણું નો [illegible] માટે

યજ્ઞભાગી વહિઠ્ઠા કે જે વીરશૈવોને નાસ્તિક કહી ટીકા કરે છે તે નિરર્થક છે, એ દેખીતું છે. વીરશૈવ એ લિંગભક્ત હોવાથી તે સ્વાર્થી અને વિષય લંપટ હોઇ શકે નહિ અને પરશિવ પર શ્રદ્ધા હોવાથી તે નાસ્તિક પણ હોઇ શકે નહિ. એટલે તેને નાસ્તિક બિલકુલ કહી શકાય નહિ. વીરશૈવ વેદનિંદક પણ નથી. મુસલમાન, ખ્રિસ્તી, આર્ય, બ્રાહ્મો, સત્ય અને પ્રાર્થનાસમાજી વિગેરે મૂર્તિપૂજા અને વર્ણાશ્રમ ધર્મનું ખંડન કરે છે, માટેજ નાસ્તિક કહેવામા આવે છે. તે દ્રષ્ટિએ પણ વીરશૈવોને નાસ્તિક કહી શકાય નહિ. પ્રચલિત વર્ણાશ્રમ અને મૂર્તિપૂજા વીરશૈવ સંસ્કૃતિને દરેક મુદ્દે મળતી ન હોય તોપણ શુદ્ધ મૂર્તિપૂજા અને વર્ણાશ્રમ ધર્મ વીરશૈવોને જેટલો માન્ય છે તેટલો બીજા કોઇપણ સંપ્રદાયને માન્ય થયેલો જોવામા આવતો નથી. અર્થાત વીરશૈવોને નાસ્તિક કહી સંબોધવામા આવે છે તે કેવળ અસૂયા અને દ્વેષ બુદ્ધિથી છે, એ દેખીતુ છે વીરશૈવ સંસ્કૃતિ પૂર્ણ રીતે આસ્તિક છે.

## સબગોલંકારપણું.

વીરશૈવોએ ખાસ કરીને મહાનુભાવ બસવેશ્વરે સબગોલંકાર કર્યો અને તેમજ લિંગધારીમા ભેદ નથી અને અશૌચ્ય નથી, એવો એક આક્ષેપ મૂકવામા આવે છે આ બાબતમા આટલો બધો ગેરસમજ થયો, એ બદલ આશ્ચર્ય લાગે છે ખરૂ જોતા અશૌચ્યની કલ્પના વીરશૈવોમા જેટલી તીવ્ર છે, તેટલી શુચિર્ભૂત ગણાયેલા બ્રાહ્મણોમા પણ નથી વીરશૈવોની શૂચિર્ભૂતતાની પાસે બ્રાહ્મણોનુ સોળુ એટલે એક બાહ્ય આડંબર છે, એમ કોઇપણ નિ પક્ષપાતી માણસ કહેશે. વીરશૈવ સ્પર્શદોષ તો શુ પણ દ્રષ્ટિ

દોષ માને છે. ઇષ્ટલિંગપ્રસાદ અને ગુરૂપ્રસાદ પર તે બીજાઓની દ્રષ્ટિ પણ પડવા દેતા નથી. તેઓ ત્રિકાળ સ્નાન કરી ઇષ્ટલિંગ-પૂજન કરે છે. અને એકાંતમાં અને મૌનતાથીજ ઇષ્ટલિંગ અને ગુરૂપ્રસાદ જ તે આહાર તરીકે લે છે. શુદ્ધ આહાર પાન એ વીરશૈવોનું વિશેષ છે. લગ્નવ્યવહારની બાબતમાં વીરશૈવોનો ઘણોજ કટાક્ષ છે. વીરશૈવેતર સાથે તેઓ લગ્નસંબંધ કરતા નથી અને વીરશૈવોમાં પણ કુલ, ગોત્ર અને કુંડલી વિગેરે જ્યોતિષ જોઇનેજ કરે છે. સ્ત્રીઓ રજસ્વળા દોષ પાળતી નથી એવો આક્ષેપ છે. પણ ઇષ્ટલિંગ પૂજન પૂરતોજ પાળવાનો હોતો નથી. બીજા વ્યવહારમાં તો સ્વાસ્થ્ય રક્ષણ સારૂ તે પાળવોજ જોઇએ. તેજ પ્રમાણે વીરશૈવોને સૂતક વિગેરે પાંચસૂતકો માન્ય નથી એ ખરૂં; આ પ્રશ્ન તાત્વિક છે. તેટલાપરથી તેમના પર સબગોલંકાર-નો આરોપ મૂકતાં આવડશે નહિ. લિંગધારીઓમાં ભેદાભેદ માનવો નહિ, એવું વીરશૈવ સંસ્કૃતિ કહે છે. અને મહાનુભાવ બસવેશ્વરે પણ તેમજ કહ્યું. એટલુંજ નહિ પણ તે પ્રમાણે વરતી તેવી રૂઢી પાડીને આચરણ કરી દેખાડયું, તેથી તેમને સબગોલંકારી કરી શકાય નહિ. તેઓ વૈદિક બ્રાહ્મણ હતા, અને તેમણે અશૌચ્ચના સર્વ નિયમો પાળ્યા હતા, તેમણે જે સમતાનો ઉપદેશ કર્યો તે ઉચ્ચ દરજ્જાનો હતો. તેનો સ્વેચ્છાચાર સાથે સંબંધ જોડવો ન જોઇએ. પણ નિંદકોને ટીખળી કર્યા શિવાય કંઇ સુઝતુંજ નથી, તેનો શો ઉપાય ! તુકારામ વિગેરેઓએ ભેદ માનવો એ ભ્રમ છે, અમંગળ છે, એમ કહ્યું છે; અને કોઇપણ સાધુ મહાત્મા એમજ કહેશે. પણ તેથી તેમનાપર સબગોલંકારીનો આરોપ મૂકવો એ ખરેખર ખોડખાપણ કાઢવાનોજ ધંધો છે.

વીરશૈવ સંસ્કૃતિ સલગોલંકારી નથી અને મહાનુભાવ બસવેશ્વરે સંબગોલંકાર કર્યો નથી. તેમણે સમતાનો ઉપદેશ કર્યો અને લિંગધારીમાં એકતા કરી દેખાડી એમાં શંકાજ નહિ. તેમના તે ઉપદેશને સળગોલંકારી ઠરાવી, પોતાની પવિત્રતાની બડાઇ મારવી એ ખરેખર નિંદ્ય છે. પણ આમ કેવળ વીરશૈવેતરજ કરે છે, એટલુંજ નહિ પણ કેટલાક વીરશૈવો પણ કરે છે. આનાં કરતાં બીજી કઇ શરમની વાત છે. ? સંસ્કૃતિનો પ્રસાર જોઇએ તેટલો ન થવાથી બહુજન સમાજમાં જોઇએ તેટલી શુદ્ધિ દેખાતી નહોય, તેથી મૂળ સંસ્કૃતિને દોષ દઇ શકાય નહિ અથવા એકાદ મતપ્રવર્તક મહાત્માને દોષી ઠરાવી શકાય નહિ. કઇ સંસ્કૃતિના બહુજન સમાજમાં કંઇ સંસ્કૃતિ તેનીતેજ જોવામાં આવે છે ? આનો જવાબ " કોઇપણ નહિ " એમજ દેવો પડશે. કારણ આખો સમાજ કોઇપણ વખતે સંસ્કૃતિપ્રણીત ઉચ્ચ ધ્યેયને પહોંચલો હોતો નથી, તેથી સમાજમાંની રૂઢીનો દોષ મહાત્મા-ઓપર નંખાય નહિ; અથવા તે દોષોપરથી તે સંસ્કૃતિનો અંદાજ કરી શકાય નહિ. કોઇપણ, સંસ્કૃતિ સંબંધે નિર્ણય કરતી વખતે તે સંસ્કૃતિ પૂર્ણરીતે જાણનારા અને આચરણમાં લાવનારા અલ્પ સંખ્યાકો તરફ જોવું જોઇએ. અને તે સંસ્કૃતિના તાત્ત્વિક ગ્રંથો તપાસવા જોઇએ. તેજ પ્રમાણે કોઇપણ મહાન્ પુરૂષપર કોઇપણ પરિણામની જબાબદારી નાખતી વખતે તે મહાત્માનો આશય પહેલાં સમજી લેવો જોઇએ. અને તેનું ચરિત્ર સંપૂર્ણ જાણવું જોઇએ. એકંદરે વીરશૈવ સંસ્કૃતિ પર સળગોલંકારીપણાનો જે આરોપ છે, તે અત્યંત દ્વેષબુદ્ધિનોજ છે, એમાં શંકાજ નહિ.

## હીન સંસ્કૃતિ.

વીરશૈવોની સંસ્કૃતિ હીન છે, એવો પણ આરોપ યજ્ઞમાર્ગી વૈદિકો તરફથી ખાસ કરીને કરવામાં આવેછે. યજ્ઞમાર્ગીઓની સમજ છે કે આપણેજ તેટલા આર્ય છીએ અને આર્ય એટલે ઉચ્ચ સંસ્કૃતિના અને લિંગાયત દ્રાવિડ અને અનાર્ય સંસ્કૃતિના હોઇ, તેઓ હીન છે. હાલના યજ્ઞમાર્ગીઓ સર્વ આર્ય છે એ સમજ ભૂલભરેલી છે. હિંદુસ્તાનમાં સર્વ મુસલમાન જેમ અરબી, ઈરાની અથવા તુર્કી લોહીના નથી તેમ સર્વ યજ્ઞમાર્ગીઓ આર્યો નથી. લિંગાયતોમાં આર્યો હોઇ શકે અને યજ્ઞમાર્ગીઓમાં પણ અનાર્ય છે. શિવાય આર્ય એટલે શ્રેષ્ઠ એમ જે માન્યતા થઈ ચૂકી છે, તેવી પૂર્વે ન હતી. આર્ય એ એક વંશ પૂર્વે માનવામાં આવતો હતો. તેજ પ્રમાણે દ્રવિડ અને અનાર્ય એ પણ વંશજ છે. વાસ્તે આર્ય વંશના બધા હીન એમ કહી શકાય નહિ. હાલમાં જે સંશોધન થયું છે, તે પરથી એવું સિદ્ધ થયું છે કે દ્રાવિડ સંસ્કૃતિ આર્ય હિંદુસ્તાનમાં આવ્યા તે પહેલાં હતી અને તે આર્યો કરતાં ઘણી સુધારેલી હતી. આર્યો પ્રથમ હિંદુસ્તાનમાં આવ્યા ત્યારે તેઓ કેટલા જંગલી હતા અને તેમની સમજુતી કેટલી પછાત હતી તે જાણવાને વેદોમાં જોઇએ તેટલા આધાર છે. વાસ્તે આર્યોના નામ પર બડાઇ મારવાનું કંઇ કારણ નથી. કોઇ-પણ વંશના સર્વે લોકો સારા હોતા નથી. અને અન્ય વંશના સર્વે લોકો ખરાબ હોતા નથી. "બળીયાના બે ભાગ" એ કહેવતને અનુસરીને પોતપોતાની ચઢતીના સમયમાં જે તે અહંતામાં રહી બીજાઓને તુચ્છ લેખે છે. તેજ પ્રમાણે વીરશવો-

ની પડતી દશામાં યજ્ઞમાર્ગીઓએ તેમને શુદ્ર ઠરાવ્યા અને તે કલંક હજી સરકારમાંથી જોઈએ તેવો સાફ થયો નથી, એ ખરેખર દુઃખની વાત છે. તોપણ શરૂઆતમાં વીરશૈવો પાસેથીજ ઘણીજ બાબતો શિખી, આર્ય લોક ખરેખર આર્ય એટલે શ્રેષ્ઠ થયા, એં ભુલવું જોઈએ નહિ. તેઓ એટલા શ્રેષ્ઠ થયા કે તેઓ ભારતવર્ષમાં આવ્યા તે પહેલાં જે નિર્ગ્રંથ અને લિંગી વિગેરે સંસ્કૃતિના ટોકો હતા તેમને પણ આર્ય કહેવરાવમાં ભૂષણ લાગ્યું. વીરશવ જે પોતાને આર્ય કહેવરાવવામાં ભૂષણ માને છે, તેનું કારણ આજ છે. નહિ તો યજ્ઞમાર્ગીઓની સંસ્કૃતિ વીરશૈવોમે બિલકુલ માન્ય નથી, અને તે દ્રષ્ટિએ તેમને આર્ય કહી શકાય નહિ. એકંદરે વીરશૈવ સંસ્કૃતિ હીન ન હોઇ, આર્ય સંસ્કૃતિને ઉદાહરણો દઇ, તેણીએ તેમનામા આર્યત્વ લાવેલ છે. ખરી સ્થિતિ એવી હોઇ, અનાર્ય અને શુદ્ર કહી તેમને યજ્ઞમાર્ગીઓએ હીન ગણાવા એ ઘણુંજ કૃતઘ્નપણું છે.

## બાહ્ય આડંબર.

ભસ્મના પટ્ટા અને રૂદ્રાક્ષની માળા અથવા ગોપીચંદનના તિલક અને તુલસીની માળા પહેરી ઘણાજ લોક હાલમાં જેમ સ્વાર્થ સાધવા સારૂ અથવા ઉદર ભરવા સારૂ સાધુ મહાત્માનો વેષ ધારણ કરે છે, તે પ્રમાણે લિંગાયતો ભસ્મના પટ્ટા ખેંચી, ગળામાં લિંગ ધારણ કરી, રૂદ્રાક્ષ ધારણ કરી, કેવળ બાહ્ય દેખાવ કરે છે, એવો એક આક્ષેપ છે. પણ લિંગાયત લોક આવા સંસ્કાર યુક્ત હોવા છતાં તેમને હીન લેખવામાં આવે છે, એમાં આશ્ચર્ય નહિ કે ? બાહ્ય સંસ્કારો જો પાળ્યા ન હોત તો તેમને

૭ વં સં

